૪૦૫૦

# પ્રસ્તાવના.

પરમ શ્રેષ્ટ આધાર તુલ્ય જૈન ધર્મને ઉદ્યોતમાં લાવવો
એ દરેક જૈનીની મુખ્ય ફરજ છે. આ હેતુને અમલમાં લા-
વવાને તેમજ અજ્ઞાન બાળકો તથા અભણ પુરૂષોને ધુરંધર
ધર્મના ધોરી રસ્તે ચઢાવવાને શ્રી રાજનગરે પાંજરાપોળ-
માં શેઠ જેશંઘભાઈ હઠીશંઘની ધર્મશાળામાં શ્રી આદ્ય જૈન
ધર્મ પ્રવર્તક સભા ઈ. સ. ૧૮૮૪ માં સ્થાપવામાં આવી,
ત્યારથી આ સભા તરફથી એક જૈન નિશાળ ઉઘાડવામાં
ી તેથી થતા ફાયદા જોઈ હાલમાં શેહેરમાં બીજે ઘણે
નીશાળો માંડવામાં આવી છે. તે પણ આ સભાની
નીચે ચાલે છે. આ નિશાળોમાં ભણનાર વિદ્યાર્થી-
ના શાસ્ત્રી લીપીથી અજાણ માણસોને સારૂ "દેવસીરાઈ
ણ સુત્ર અર્થ સહીત" નામની ચોપડીની પહેલી
છપાવેલી તે ખપી જવાથી તેમાં સુધારો તથા વ-
ી બીજી આવૃત્તિ બહાર પાડી છે. તેમાં સમકીતના
ા, માર્ગાનુસારીના ૩૫ બોલ, મિથ્યાત્વના બોલ, શિ
છત્રીશી રત્નાકર પચ્ચીશી, અષ્ટપ્રકારી પૂજાના દુહા
ન એકાદશીનું ગણણું એ નવાં વધારવામાં આવ્યાં છે.
ાં પણ સામાન્ય વર્ગવાળા માણસથી આ પુસ્તકનો
ઇ શકાય એ હેતુથી કીંમત તેની તેજ રાખવામાં
છે. આ ચોપડી છપાવવાના કામમાં સબ મેનેજીંગ
...ના મેમ્બરોએ ઘણીજ મેહેનત લીધી છે માટે સભા તે-
મનો ઉપકાર માને છે.

આ પુસ્તકને શુદ્ધ છપાવવાનો બનતો પ્રયત્ન કર્યો છે
મ છતાં તેની અંદર મતિમંદતાથી તથા આંખદોષથી
ભુલ રહી ગઈ હોય તથા વીતરાગ આજ્ઞાથી વિરૂદ્ધ સૂત્રાર્થ
ખાયો હોય તે સર્વે મનવચન કાયાએ કરી તસ્સ મિચ્છા-
મે દુક્કડં. સભાના સર્વ મનોરથ સફળ થાઓ. તથાસ્તુ.

લી. શ્રી આદ્ય જૈનધર્મ પ્રવર્તક સભા.
અમદાવાદ.

# अनुक्रमणिका.

## चैत्यवंदनो.



## स्तवनो.



## सज्ञायो.



## स्तुतीओ.



## छुटा बोल.



## पच्चखाण.

# अथ प्रतिक्रमण सूत्र.

## अर्थ सहित.

---

## १ अथ नवकार मंत्र.

**નમો અરિહંતાણં**—અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ.
**નમો સિદ્ધાણં**—સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ.
**નમો આયરિઆણં**—આચારજ ભગવાનને નમસ્કાર થાઓ.
**નમો ઉવજ્ઝાયાણં**—ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ. (સ્કાર થાઓ.
**નમો લોએ સવ્વ સાહૂણં**-લોકની અંદર સર્વ સાધુઓને મારો નમ-
**એસો પંચ નમુક્કારો**—એ પાંચ નમસ્કાર.
**સવ્વ પાવપ્પણાસણો**—એ સર્વ પાપનો નાશ કરવાવાળા છે.
**મંગળાણંચ સવ્વેસિં**—સર્વ મંગળીકને વિશે.
**પઢમં હવઈ મંગલં**—તે પેહેલું મંગળીક છે.
પદ (૯) સંપદા (૮) ગુરૂ (૭) લઘુ (૬૧) સર્વ વર્ણ (૬૮).

## २ अथ पंचिंदिअना अर्थ.

**પંચિંદિઅ સંવરણો**—પાંચ ઈંદ્રિઓના વિકારને રોકનાર.
**તહ નવવિહ**—તથા નવ પ્રકારના.
**બંભચેર ગુત્તિધરો**—શીયલ વૃતની ગુપ્તિને ધારણ કરનાર.
**ચઉવિહ કસાયમુક્કો**—ચાર પ્રકારના કષાયથી છૂટા.
ઇઅ અઠારસ ગુણેહિં સંજુત્તો—એ અઢાર ગુણે કરીને સહીત હોય.

**પંચમહવ્વય જુત્તો**—પાંચ મહાવ્રત યુક્ત. [ સમર્થ હોય.
**પંચવિહાયાર પાલણ સમત્થો**—પાંચ પ્રકારના આચાર પાળવાને
**પંચ સમિઓતિ ગુત્તો**—પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ.
**છત્તીસ ગુણો ગુરૂ મજઝ**—એ છત્રીસ ગુણે કરીને સહીત મારો ગુરૂછે.
પદ ( ૮ ) ગાથા ( ૨ ) ગુરૂ ( ૧૦ ) લઘુ ( ૭૦ ) સર્વ વર્ણ ( ૮૦ )

# ૩ अथ इच्छामि खमासमणाना अर्थ.

**ઇચ્છામિ ખમાસમણો**—ક્ષમાદિક ગુણે કરીને સહીત એવા હે સાધુજી હું ઈચ્છું છું.
**વંદિઊં જાવણિજ્જાએ નિસીહિઆએ**—પાપ વ્યાપાર છોડીને અથવા શરીરની શકિતવડે વાંદવાને.
**મત્થએણ વંદામિ**—મસ્તકવડે હું નમસ્કાર કરૂછું.
ગુરૂ ( ૩ ) લઘુ ( ૨૫ ) સર્વ વર્ણ ( ૨૮ )

# ૪ ॥ अथ सुगुरुने सुखशातानी पृच्छा ॥

**ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ ॥ સુખ તપ શરીર નિરાબાધ ॥ સુખ સંજમ જાત્રા નિર્વહોછોજી ॥ સ્વામી શાતા છેજી ॥ ભાત પાણીનો લાભ દેજોજી ॥ ઇતિ ॥**

# (૫) अथ इरिया वहियाना अर्थ.

ઇચ્છાકારેણ—ઇચ્છાએ કરીને,
**સંદિસહભગવન્**—ભગવંત આદેશ આપો.
**ઈરિયાવહિયં પડિક્કમામિ**—માર્ગમાં ચાલતાં જે પાપ થાય તેથી હું નિવરતું? ગુરૂ કહે નિવર્તો.
**ઇચ્છંઇચ્છામિ પડિક્કમિઊં**—પ્રમાણ. મારા મનની ઇચ્છાએ પાપને. પરિહરવાને ઈચ્છું છું.

**ઇરિયાવહિયાએ**—માર્ગમાં ચાલતાં જીવની.

**વિરાહણાએ**—વિરાધના થઈ હોય.

**ગમણાગમણે**—જતાં આવતાં.

**પાણક્કમણે**—કોઈ જીવ ચાંપ્યો હોય.

**બીયક્કમણે**—બીજ સુકાં, લીલાં ચાંપે.

**હરિયક્કમણે**—લીલી વસ્તુ ચાંપી હોય.

**ઓસાઉત્તિંગ**—ઠારનું પાણી તથા કિડિયારૂં કે ગધઈયાં.

**પણગદગ**—પાંચ વર્ણી સેવાળ (નીલ, ફુગ) તથા કાચું પાણી.

**મટ્ટીમક્કડા**—માટી, કરોળીયાના પડ.

**સંતાણા સંકમણે**—જાળ; ચાંપ્યાં હોય તેથી.

**જેમેજીવાવિરાહિયા**—મેં જે જીવની વિરાધના કીધી હોય.

**એગિંદિયા**—એકેંદ્રી ( પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો, વનસ્પતી

**બેઇંદિયા**—બે ઇંદ્રી, ( કીડા, અળસીયા, પાણીના પુરા વિગેરે. )

**તેઇંદિયા**—ત્રણ ઇંદ્રી વાળા ( માકણ, કીડી, મંકોડા વિગેરે. )

**ચઉરિંદિયા**—ચાર ઇંદ્રી વાળા ( માંખી, ભમરા, ફુદાં )

**પંચિંદિયા**—પાંચ ઇંદ્રી વાળા (મનુષ્ય ત્રીજંચ વીગેરે જીવોને. )

**અભિહયા**—સામા આવતા હણ્યા હોય.

**વત્તિયા**—ધુડે કરીને ઢાંકયા હોય.

**લેસિયા**—ભુમી સાથે, ભીંતે ઘસ્યા.

**સંઘાઇયા**—માંહોમાંહે શરીરે શરીર મેળવ્યાં હોય.

**સંઘટ્ટીયા**—થોડા સ્પર્શવડે પીડા કરી.

**પરિયાવિયા**—પીટયા એટલે પરિતાપ ઉપજાવ્યા.

**કિલામિયા**—થકવીને મુડદાલ કીધા હોય.

**ઉદ્દવિયા**—ત્રાસ પમાડી હાલી ચાલી ન શકે એવા કીધા.

**ઠાણાઓઠાણં, સંકામિયા**—એક સ્થાનથી બીજે સ્થાનકે મુકયા હોય.

**જીવિયાઓ વવરોવિયા**—જીવીત થકી ચુકાવ્યાં મારી નાંખ્યાં.

**તસ્સમિચ્છામિદુક્કડં**—તે પાપ મિથ્યા, નિષ્ફળ થાઓ.

પદ ( ૨૬ ) શંપદા ( ૮ ) ગુરૂ ( ૧૪ ) લઘુ ( ૨૩૬ ) સર્વ વર્ણ (૧૫૦)

# (६) अथ तस्स उत्तरीना अर्थ.

**તસ્સ ઉત્તરી કરણેણ**—તે પાપ શુદ્ધ કરવાને.

**પાયચ્છિત કરણેણં**—તે પાપને છેદ કરવાને.

**વિસોહીકરણેણં**—આત્માને શુદ્ધ કરવાને.

**વિસલ્લી કરણેણં**—આત્માને માયા નિયાણુને મિથ્યાત્વ એ ત્રણ શલ્ય રહીત કરવાને.

**પાવાણંકમ્માણં**—પાપ કરમ તેને.

**નિગ્ઘાયણટ્ઠાએ**—ટાળવાને અર્થે.

**ઠામિકાઉસ્સગ્ગં**—કાઉસ્સગ્ગ કરૂંછું.

પદ ( ૬ ) સંપદા (૧) ગુરૂ ( ૧૦ ) લઘુ ( ૩૯ ) સર્વ વર્ણ ( ૪૯ ).

# ७॥ अथ अन्नथ ऊससिएणंना अर्थ ॥

**અન્નત્થ ઉસસિએણં**—બીજે ઠેકાણે, ઊંચા સ્વાસવડે.

**નીસસિએણં, ખાસિએણં, છીએણં**—નીચા સ્વાસવડે, ઉધરસવડે છિંકવડે.

**જંભાઇએણં, ઉડ્ડુએણં, વાય નિસગ્ગેણં**—બગાસાવડે, ઓડકાર વડે, વા સંચરવાથી.

**ભમલિએ, પિત્ત મુચ્છાએ, ॥ ૧ ॥ સુહુમે હિં અંગસંચાલે હિં**—તમ્મરવડે પિત્તના ઉછાળાથી, અંગના સુક્ષ્મ સંચારથી.

**સુહુમે હિં ખેલ સંચાલેહિં**—સુક્ષ્મ થુંક અથવા કફ ગળવા વડે.

**સુહુમે હિં દિઠ્ઠિ સંચાલેહિં ॥ ૨ ॥**—સુક્ષ્મ દ્રષ્ટીના સંચારવડે.

**એવમાઇએ હિં આગારે હિં**—આ પૂર્વોક્ત બાર આગાર આદે લેઈને બીજા આગારોથી

**અભગ્ગો અવિરાહિઓ**—અખંડિત, અવિરાધ્યો.
**હુજજમે કાઉસ્સગ્ગો** ॥૩॥—મ્હારે કાઉસ્સગ્ગ હોજો.
**જાવ, અરિહંતાણં, ભગવંતાણં**—જ્યાંસુધી, અરિહંત, ભગવાનને.
**નમુક્કારેણં, નપારેમિ** ॥૪॥ **તાવકાયં**—નમસ્કાર વડે, ન પારૂં, ત્યાંસુધી મારી કાયાને.
**ઠાણેણં, મોણેણં ઝાણેણં**—સ્થાનકવડે, મૌનપણે, ધ્યાને.
**અપ્પાણં વોસિરામિ** ॥૫॥—પોતાની મેળે વોસિરાવું છું.
સંપદા (૫) પદ (૨૮) ગુરૂ (૧૩) લઘુ (૧૨૭) સર્વ વર્ણ (૧૪૦)

# ॥ अथ लोगस्सना अर्थ.

**લોગસ્સ ઉજ્જોઅગરે**—લોકને કેવળ જ્ઞાન વડે ઉદ્યોતના કરનાર.
**ધમ્મ તિથ્થયરે જિણે**—ધર્મ તીર્થના કરણહાર.
**અરિહંતે કિત્તઇસ્સં**—કર્મરૂપ વેરીના હણનારની કીર્તિ કરૂછું.
**ચઉવીસંપિ કેવલી** ॥૧॥—એ ચોવીસે કેવળી છે. (નાથને વાંદું છું.
**ઉસભમજિઅં ચવંદે**—પેહેલા શ્રી રીખભદેવ, વળી બીજા અજીત-
**સંભવ મભિણંદણં ચ સુમઇં ચ**—સંભવનાથ, અભિનંદન સુમતીનાથ.
**પઉમપ્પહં સુપાસં, જિણંચ ચંદપ્પહં વંદે** ॥૨॥—પદમ પ્રભુ, સુપાર્શ્વ, રાગ દ્વેષના જીતનાર. ચંદ્ર પ્રભુને વાંદુંછું.
**સુવિહિં ચ પુપ્ફદંતં**—સુવિધીનાથ, તથા પુષ્ફદંત એ બે નામ નવમાના.
**સીઅલ સિજજંસ વાસુપુજજંચ**—શીતળનાથ, શ્રેયાંસનાથ, શ્રી વાસુપૂજ્ય
**વિમલ મણંતં ચ જિણં**—વિમલનાથ, અનંતનાથ રાગ દ્વેષના જીતનારને
**ધમ્મં સંતિં ચ વંદામિ** ॥૩॥—શ્રી ધર્મનાથ, શ્રી શાંતીનાથને વાંદુંછું.
**કુંથું અરં ચ મલ્લિં**—કુંથુનાથ, અરનાથ, શ્રી મલ્લીનાથને.
**વંદેમુણિસુવ્વયં નમિજિણં ચ**—વંદુ મુનીસુવ્રત, શ્રી નમીનાથને.

**વંદામિ રિઠ્ઠનેમિં**--અરિષ્ટ નેમનાથને વાંદુ છું.

**પાસં, તહ વદ્ધમાણું ચ** ॥૪॥--પાર્શ્વનાથ,તેમજ શ્રી વર્ધમાનસ્વામીને.

**એવં, મએ અભિથુઆ**--મેં એણી પ્રકારે કીર્તી કરી તે કેવા છે તે કહે છે.

**વિહુય રયમલા**--જેણે કર્મરૂપ રજ, મેલ ટાળ્યા છે.

**પહીણ જરમરણા**--જેણે જરા અને મરણનાં દુઃખ ખપાવ્યાં છે.

**ચઉવીસંપિ જિણવરા તિથ્થયરા મે પસીયંતુ**--॥૫॥ એ ચોવીસે તિર્થંકર, રાગ દ્વેષના જીતનાર મારા ઉપર પ્રસન્ન થાઓ.

**કિત્તિય વંદિય મહિયા**--સ્તવ્યા વાંદ્યા પૂજ્યા.

**જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા**-જે એ લોકોને વિષે ઉતમ સિદ્ધ થયા.

**આરૂગ્ગ બોહિલાભં**--સમકીત બોધ બીજ, રોગ રહીતપણું.

**સમાહિવર મુત્તમં દિંતુ** ॥૬॥--ઉત્તમ પ્રધાન એવી સમાધિ સ્થિરતા આપો.

**ચંદેસુ નિમ્મલયરા આઇચ્ચેસુ અહિયં પયાસયરા**-ચંદ્રમાથી અધિક નિર્મલ, સુર્યથી અધીક પ્રકાશ કરણહાર.

**સાગરવર ગંભીરા**--સમુદ્રની પેઠે ગંભીર છે.

**સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ** ॥૭॥-એહવા સિદ્ધ મુજને સિદ્ધી દેખાડો.

પદ (૨૮) સંપદા (૨૮) ગુરૂ (૨૭) લઘુ (૨૨૯) સર્વવર્ણ (૨૫૬)

# અથ મુહપતીના ૫૦ બોલ અંગ સુધાના.

**સુત્ર અર્થ તત્વ ૧ કરી સદ્દહુ. સમકિત મોહની. ૨ મીશ્ર મોહની ૩ મિથ્યાત મોહની ૪ પરીહરૂં.**

**કામ રાગ. ૫ સ્નેહ રાગ ૬ દ્રષ્ટી રાગ ૭ પરીહરૂં.**

**સુદેવ ૮ સુગુરૂ ૯ સુધર્મ ૧૦ આદરૂં.**

**કુદેવ ૧૧ કુગુરૂ ૧૨ કુધર્મ ૧૩ પરીહરૂં.**

જ્ઞાન ૧૪ દર્શન ૧૫ ચારિત્ર ૧૬ આદરૂં.
જ્ઞાન ૧૭ દર્શન ૧૮ ચારિત્ર ૧૯ વિરાધના પરીહરૂં.
મનગુપ્તિ ૨૦ વચનગુપ્તિ ૨૧ કાયગુપ્તિ ૨૨ આદરૂં.
મન ડંડ ૨૩ વચન ડંડ ૨૪ કાય ડંડ ૨૫ પરીહરૂં.

## हवे अंगना बोल २५ लख्याछे.

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરીહરૂં ડાબે હાથે પડી લેહવા.
ભય ૪ સોગ ૫ દુગંચ્છા ૬ પરીહરૂં જમણે હાથે પડી લેહવા.
કૃષ્ણલેશ્યા ૭ નિલલેશ્યા ૮ કાપોતલેશ્યા ૯ પરીહરૂ. માથા ઉપર પડી લેહવા. (પડી લેહવા.)
રસગારવ ૧૦ રિદ્ધીગારવ ૧૧ સાતાગારવ ૧૨ પરિહરૂ. મોંઢે
માયાશલ્ય ૧૩ નિયાણશલ્ય ૧૪ મિથ્યાત્વશલ્ય ૧૫ પરીહરૂં. છાતી આગળ પડી લેહવા.
ક્રોધ ૧૬ માન ૧૭ પરીહરૂં. પુંઠે ડાબે ખભે પડી લેહવા.
માયા ૧૮ લોભ ૧૯ પરીહરૂં. પુંઠે જમણી તરફ ખભે પડી લેહવા. પૃથ્વીકાય ૨૦ અપકાય ૨૧ તેઉકાય ૨૨ ની જયણા કરૂં. ડાબે પગે પડી લેહવા. (જમણે પગે પડી લેહવા.)
વાઉકાય ૨૩ વનસ્પતિકાય ૨૪ ત્રસકાય ૨૫ ની રક્ષા કરૂં.
તે મધ્યે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા. અને લેશ્યા ૩ શલ્ય ૩ કખાય ૪ એ દસ સિવાય બોલ ૪૦ સાધ્વી શ્રાવિકાને કહેવા.

## ॥ए॥ अथ करेमिभंतेना अर्थ.

**કરેમિ ભંતે સામાઇયં**—હે ભગવંત હું કરૂંછું. સમતા રૂપ સામાયક.
**સાવજ્જં જોગં પચ્ચખ્ખામિ**—સાવદ્ય જે પાપનાજોગ તે ત્યાગ કરૂંછું.

**જાવ નિઅમં**—જ્યાંસુધી નિયમ છે. ત્યાંસુધી
**પજ્જુવાસામિ**—આરાધુ ભક્તિ કરૂંછું.
**દુવિહં**—બે ભેદે કરવું નહી કરાવવું નહી તે.
**તિવિહેણં**—ત્રણ ભેદે, તે, મન, વચન, કાયા તેણે કરી.
**મણેણં વાયાએ કાએણં ન કરેમિ ન કારવેમિ**—મન, વચન, કાયા-
એ કરીને ન કરૂં તથા ન કરાવું.
**તસ્સ ભંતે પડિક્કમામિ**—હે ભગવંત તેથી હું નિવરતુંછું.
**નિંદામિ ગરિહામિ**—નિંદુછું ગુરૂની સાખે ગરહુંછું.
**અપ્પાણં વોસિરામિ**—મારા આત્માને વોસિરાવું છું.

## ॥૧૦॥ अथ सामाइअ वयजुत्तोना अर्थ.

**સામાઇઅ વયજુત્તો**—સામાયકના વ્રતે યુક્ત. (હોય ત્યાં સુધી.
**જાવ મણે હોઇ નિયમસંજુત્તો**—જ્યાંલગી મન નિયમે સંજુક્ત
**છિન્નઇ અસુહં કમ્મં**—અસુભ કર્મને તોડે.
**સામાઇય જત્તિઆવારા ॥૧॥**— જેટલી વાર સામાયક કરે તેટલીવાર
**સામાઇઅંમિ ઉકએ**—વળી સામાયક કરતી વખતે. (રેજ હોય.)
**સમણોઇવ સાવઓ હવઈજમ્હા**—શ્રાવક હોય તે પણ સાધુની પે-
**એએણકારણેણં બહુસો સામાઇઅં કુજ્જા ॥૨॥**—એ કારણ થ-
કી ઘણીવાર સામાયક કરવાં.

**સામાયિક વિધિ લીધું વિધિ પાર્યું. વિધિ કરતાં જે કો-
ઇ અવિધિ હુઓ હોય તે સવીહું મન વચન કાયાએ કરી.
મિચ્છામિ દુક્કડં. ॥ દશ મનના દશ વચનના બાર કાયાના એ-
વં ૩૨ દોષમાં જે કાંઇ દોષ લાગ્યો હોય તે સવીહું મન વચન
કાયાએ કરી તસ્સ મિછામિ દુક્કડં॥**

## ॥११॥ अथ जांकिंचिना अर्थ.

જં કિંચિ નામતિથ્થં—જે કોઈ નામ તિર્થ હોય. (નુષ્ય લોકમાં.)
સગ્ગે પાયાલિ માણુસેલોએ—સ્વર્ગ લોકમાં પાતાળ લોકમાં ને મ-
જાઇં જિણબિંબાઈં—જે કોઈ જિનેશ્વર ભગવાનની પ્રતિમા હોય.
તાઇં સવ્વાઇં વંદામિ ॥—તે સર્વે પ્રતે હું નમસ્કાર કરૂંછું.

## ॥१२॥ अथ नमुथ्थुणंना अर्थ.

નમુથ્થુણં અરિહંતાણં—અરિહંતને નમસ્કાર થાઓ.

ભગવંતાણં ॥૧॥ આઈગરાણં—ભગવાનને. ધર્મની શરૂઆત કરનારને.
તિથ્થયરાણં—તિર્થંકરને.
સયંસંબુદ્ધાણં ॥૨॥—પોતે પોતાની મેળે બોધ પામેલા છે તેમને.
પુરિસુત્તમાણં પુરિસસીહાણં—પુરૂષને વિષે ઉત્તમ છે, પુરૂષને વિષે સિંહ સમાન છે તેમને.

પુરિસવર પુંડરીઆણં—પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક કમળ જેવા છે તેમને.

પુરિસવર ગંધહથ્થીણં ॥૩॥—પુરૂષને વિષે ગંધ હસ્તી જેવા છે તેમને

લોગુત્તમાણં લોગનાહાણં—લોકમાં ઉત્તમ, લોકના નાથને.

લોગહિઆણં—લોકના હિત કરનારને.

લોગપઈવાણં—લોકને વિષે દીવા સમાન છે તેમને.

લોગપજ્જોઅગરાણં ॥૪॥—લોકના વિષે પ્રકાશ કરનારને.

અભયદયાણં—અભય દાનના આપનારને.

ચખ્ખુદયાણં—ચક્ષુના આપનારને.

મગ્ગદયાણં સરણદયાણં—મોક્ષ માર્ગ આપનારને, શરણ આપનારને.

બોહિદયાણં ॥૫॥—સમકિતના આપનારને નમસ્કાર થાઓ.

**ધમ્મદયાણં ધમ્મદેસિયાણં**—ધર્મના આપનારને, ધર્મના ઉપદેશ કરનારને
**ધમ્મનાયગાણં ધમ્મસારહીણં**—ધર્મના નાયકને, ધર્મના સારથીને.
**ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં ॥૬॥**—ધર્મના ઊત્તમ ચાર પ્રકારના લશ્કરના ચક્રવર્તી રાજા.
**અપ્પડિહયવરનાણં**—નહી રોકાયેલું કેવળ જ્ઞાન છે જેમને.
**દંસણધરાણં**—દર્શનના ધરનારને.
**વિઅટ્ટછઉમાણં ॥૭॥**—વિત્યું છે છળ કપટ છદ્મસ્થપણું.
**જિણાણં જાવયાણં**—જિનને જાપકને.
**તિન્નાણં તારયાણં**—પોતે સંસાર સમુદ્રથી તરેલા છે, ને બીજાને તારવાને સમર્થ છે. (કરાવનારને.)
**બુદ્ધાણં બોહયાણં**—તત્વના જાણ છે તેમને, ભવ્ય જીવોને જાણપણું
**મુત્તાણં મોઅગાણં ॥૮॥**—કર્મથી મુકાણા છે, બીજાને મુકાવનાર છે તેમને.
**સવ્વન્નૂણં સવ્વદરિસીણં**—સર્વજ્ઞને. સર્વ દર્શિને.
**સિવ**—સર્વ ઉપદ્રવ રહિત.
**મયલ મરૂઅ મણંત મક્ખય**—અચળ, રોગ રહિત, અનંત અક્ષય.
**મવ્વાબાહ**—સર્વ પ્રકારે બાધા રહિત.
**મપુણરાવિત્તિ**—ફરીથી જેથી પાછા આવવું નથી.
**સિદ્ધિગઈ**—એવી સિદ્ધિ ગતિ છે.
**નામધેયં ઠાણં સંપત્તાણં**—નામ જેનું, એવા સ્થાનકે પોતે પોંચ્યાછે.
**નમોજિણાણં**—તે જીનને નમસ્કાર થાઓ.
**જિઅભયાણં ॥૯॥ જેઅ અઇઆ**—ભય જીતનારા, જે ભૂતકાળને વિષે
**સિદ્ધા જેઅભવિસ્સંતિ**—મોક્ષે પોંચ્યા છે, જે સિદ્ધ થશે.
**ણાગ એકાલે**—અણાગત કાલને વિષે.
**સંપઇઅ વટ્ટમાણા**—વર્તમાન કાળને વિષે વર્તમાન તિર્થંકરોને.
**સવ્વે તિવિહેણ વંદામિ ॥૧૦॥**—તે સર્વ પ્રતે મન વચન કાયાએ કરી વાંદુ છું.

સંપદા (૯) ગાથા (૧૩) પદ (૩૩) ગુરૂ (૩૩) લઘુ (૨૬૪) સર્વવર્ણ (૨૯૭.)

## ॥१३॥ अथ जावंतिचेइआइंनाअर्थ.

**જાવંતિ ચેઇઆઈં,**—જેટલી જીન પ્રતિમા હોય.

**ઉઢ્ઢે અ.**—ઉર્ધ્વ લોકને વિષે. વળી.

**અહે અ**—અધો લોકને વિષે, વળી.

**તિરિઅ લોએ અ,**—તિર્છા લોકને વિષે વળી.

**સવ્વાઈં તાઈં વંદે,**—તે સર્વ પ્રતે હું વાંદુ છું.

**ઇહ સંતો**—અહિં રહ્યો છતાં.

**તત્થ સંતાઈં ॥૧॥**—ત્યાં તે પ્રતિમા છે તે પ્રતે. ॥૧॥

સંપદા (૪) ગાથા (૧) પદ (૪) ગુરૂ (૩) લઘુ (૩૨) સર્વ વર્ણ. (૩૫.)

**ઇચ્છામિ ખમાસમણો બોલવું જોઇએ.**

## ॥१४॥ अथ जावंतकेविसाहूनाअर्थ.

**જાવંત કેવિ સાહૂ**—જેટલા, કોઇ પણ સાધુ છે.

**ભરહે રવય**—પાંચ ભરત, પાંચ ઐરવ્રત.

**મહાવિદેહે અ,**—પાંચ મહાવિદેહ એ પંદર ક્ષેત્રમાં.

**સવ્વેસિં તેસિં**—વળી તે સર્વ પ્રતે.

**પણઓ,**—નમસ્કાર થાઓ તે સાધુ કેવા છે.

**તિવિહેણ**—મન વચન કાયાએ કરીને.

**તિદંડ**—અશુભ મન વચન કાયાના ત્રણ દંડથી.

**વિરયાણં ॥૧॥**—નિવર્ત્યા છે. ॥૧॥

પદ (૪) સંપદા (૪) લઘુ (૩૭) ગુરૂ (૧) સર્વ વર્ણ (૩૮)

## ॥१५॥ अथ नमस्कारना अर्थ.

નમોઽર્હત્—અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ.

સિદ્ધા ચાર્યો—સિદ્ધ ભગવાનને, આચારજ ભગવાનને.

પાધ્યાય સર્વસાધુભ્ય:—ઉપાધ્યાયને, સર્વે સાધુને નમસ્કાર થાઓ.

## ॥१६॥ अथ उपसर्गहरस्तवनना अर्थ.

ઉવસગ્ગહરં—ઉપસર્ગ હરનારા.

પાસં—શ્રી પાર્શ્વ નામનો યક્ષ છે સેવક જેનો એવા.

પાસં વંદામિ—શ્રી પાર્શ્વનાથ મહારાજને હું વાંદુ છું.

કમ્મઘણમુક્કં,—કર્મના સમુહથી મુક્ત છે.

વિસહરવિસનિન્નાસં—સાપનું ઝેર અતિશયે કરીનેનાશ કરવા વાળા છે.

મંગલકલ્લાણઆવાસં ॥૧॥—મંગલ અને કલ્યાણનું ઘર છે. ॥૧॥

વિસહર ફુલિંગમંતં,—વિખધર ફુલિંગ મંત્ર.

કંઠેધારેઇ—કંઠને વિષે યાદ કરે .

જો સયા મણુઓ,—જે કોઇ માણુસ હમેશાં.

તસ્સ ગહ રોગમારી,—તેના ગ્રહ, રોગ, મરકી.

દુઠ્ઠજરા જંતિ ઉવસામં ॥૨॥—દુષ્ટ શત્રુ, ઉપશમ પામે ॥૨॥

ચિઠ્ઠઉ દૂરે મંતો,—રહો. દુર. મંત્ર.

તુજ્જપણામો વિ—તમને નમસ્કાર કરવો તે, પણ.

બહુફલો હોઇ,—ઘણું ફળ આપનાર છે.

નર તિરિએ સુવિ જીવા,—માણુસ, ત્રિજંત્ર, સર્વ જીવ.

પાવંતિ ન દુખ્ખ દોગચ્ચં॥૩॥—નથી પામતા દુ:ખ દારિદ્ર. ॥૩॥

તુહ સમ્મત્તે લધ્ધે,—તમારૂ સમ્યકત્વ દર્શન પામ્યા છતે.

**ચિંતામણિ**— ચિંતામણિ રત્ન.
**કપ્પપાયવબ્ભહિએ,**—કલ્પવૃક્ષથી પણ અધિક એવો.
**પાવંતિઅવિગ્ઘેણં,**—વિઘ્ન રહિતપણે પામે છે.
**જીવા**—ભવ્ય જીવો.
**અયરામરંઠાણં॥૪॥**—અજરામર સ્થાનક. ॥૪॥
**ઇઅ સંથુઓ મહાયસ,**—એ પ્રમાણે, સ્તવ્યો, હે ! મહાયશ.
**ભત્તિબ્ભર**—ભક્તિને સમુહે કરીને.
**નિબ્ભરેણ**—પુરણ ભરે છતે.
**હિઅએણ તા**—હૃદય વડે, તે કારણ માટે.
**દેવ દિજ્જ**—હે દેવ, આપો.
**બોહિં, ભવેભવે**—બોધી બીજ જન્મો જન્મ.
**પાસ જિણચંદ ॥૫॥**—હે પાર્શ્વ જીણચંદ્ર. ॥૫॥
પદ ( ૨૦ ) સંપદા (૨૦) ગુરૂ (૨૦) લઘુ ( ૧૬૫ ) સર્વવર્ણ ( ૧૮૫ )

# ॥ १७ ॥ अथ जय वीयरायना अर्थ.

**જય વીયરાય જગગુરૂ,**- જય પામો, હે શ્રીવીતરાગ, હે જગત્રય ગુરૂ.
**હોઉ મમ તુહ પભાવઓ**—હોજો, મારે તમારા, પ્રભાવથી.
**ભયવં ભવ નિવ્વેઓ**—હે ભગવંત. ભવનું ઉદાસપણું થાઓ.
**મગ્ગાણુસારિઆ ઇઠ્ઠ ફલ**—માર્ગાનું સારીપણું, ઇચ્છેલા ફળની.
**સિદ્ધી ॥૧॥ લોગવિરૂદ્ધચ્ચાઓ,**-સિદ્ધી, લોક વિરૂધનો ત્યાગ થાઓ.
**ગુરૂજણપૂઆ**—માતા પિતાદિક સદ્ગુરૂની શેવા.
**પરથ્થકરણંચ**—પરોપકાર કરવો તે મારે થાઓ.
**સુહ ગુરૂ જોગો**—શુદ્ધ ગુરૂનો મેળાપ થાઓ.
**તવ્વયણ સેવણા**—તેમના વચનની સેવા થાઓ.

**આભવ મખંડા** ॥૨॥--જ્યાં સુધી મારે સંસાર છે ત્યાં સુધી અખંડ હોજો
**વારિજ્જઇ જઇવિ**-- નિષેધ્યું છે જો કે.
**નિઆણ બંધણં**--નિયાણાનું બાંધવું.
**વીઅરાય તુહ સમએ**--હે શ્રીવીતરાગ તમારા સિદ્ધાંત્તમાં.
**તહવિ મમ હુજ્જ સેવા**--તોપણ મારે હોજો. ભક્તિ.
**ભવે ભવે તુમ્હ ચલણાણં**--જન્મોજન્મના વિષે તમારા ચરણની શેવા.
**દુઃખખખઓ**--શરીર અને મન સંબંધી દુઃખનો ક્ષય.
**કમ્મખ્ખઓ, સમાહિમરણં**--આઠ કરમનો નાશ, સમાધી મરણ.
**ચ બોહિલાભો અ, સંપજ્જઉ**-વળી બોધી બીજનો લાભ થાઓ.
**મહ એઅં, તુહ નાહ**-- મારે એ ચાર બાબતો, તુમ નાથ પ્રતે.
**પણામ કરણેણં ॥ ૪ ॥ સર્વમંગલ**--નમસ્કાર, કરવાથી. બધાં મંગળીક માંહે.
**માંગલ્યં**,--માંગળીક છે.
**સર્વકલ્યાણકારણં**--સર્વ કલ્યાણનું કારણ છે.
**પ્રધાનં સર્વધર્માણાં**,--સર્વ ધર્મમાં મુખ્ય છે જે.
**જૈનં જયતિ શાસનં ॥૫॥**--જૈનશાસન જયવંતુ વર્તે છે.
સંપદા(૨૦) ગાથા(૫) પદ (૨૦) ગુરૂ (૧૯) લઘુ (૧૭૨) સર્વવર્ણ(૧૯૧)

# ॥૧૮॥ અથ અરિહંતચેઇઆણંના અર્થ.

**અરિહંત ચેઇઆણં** અરહંતની પ્રતીમાને વાંદવાને અર્થે.
**કરેમિ કાઉસ્સગ્ગં॥૧॥**--હું કાઉસ્સગ્ગ કરૂંછું.
**વંદણ વત્તિઆએ**--વાંદવાના ફળને અર્થે.
**પુઅણ વત્તિઆએ**,--પૂજવાના ફળને અર્થે.
**સક્કારવત્તિઆએ**--સત્કારના ફળને અર્થે.
**સમ્માણ વત્તિઆએ**--સન્માનના ફળને અર્થે.

**બોહિલાભ વત્તિઆએ**--બોધી બીજના લાભના ફળને અર્થે.
**નિરૂવસગ્ગ વત્તિઆએ ॥૨॥**-જન્મ જરા મરણના ઊપસર્ગથી રહિત મોક્ષરૂપ સ્થાનક પામવાને અર્થે.
**સદ્ધાએ, મેહાએ**—આસ્થાવડે, નિર્મળ બુદ્ધિએ.
**ધીઇએ, ધારણાએ,**—ચિત્તની સ્થિરતાએ, વિચાર પૂર્વક.
**અણુપ્પેહાએ, વઢ્ઢમાણીએ,**--વારંવાર વિચાર પૂર્વક ચઢતે ભાવે.
**ઠામિકાઉસ્સગ્ગં॥૩॥**-હું સ્થાનક પ્રતે કાઉસ્સગ્ગ કરૂંછું.
સંપદા ( ૩ ) ગાથા ( ૩ ) પદ(૧૫ )ગુરૂ( ૧૬ )લઘુ( ૭૩ )સર્વવર્ણ(૮૯).

# ॥ १ए ॥ अथ सामायक लेवानो विधि.

પ્રથમ ઊંચે આસને પુસ્તક પ્રમુખ મુકીને ॥ શ્રાવક શ્રાવિકા કટાસણું ॥ મુહપત્તી ચરવલો લઇ ॥ શુદ્ધ વસ્ત્ર જગ્યા પુંજી કટાસણા ઉપર બેસી ॥ મુહપત્તી ડાબા હાથમાં મુખ પાસે રાખી જમણો હાથ થાપનાજી સન્મુખ રાખીને એક નવકાર ગણી પંચિંદિય કહી ઇચ્છામિ ખમાસમણ દેઇ ॥ ઇરિયાવહિઆ ॥ તસ્સઉત્તરી ॥ અન્નથ્થ ઊસસીએણં કહી એક લોગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઈ ॥ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ॥ સામાયિક મુહપત્તી પડિ લેહું૦ ઇચ્છં૦ એમ કહી ॥ મુહપત્તી તથા અંગની પડિ લેહણના પચાસ બોલ કહી મુહપત્તી પડિ લેઈએ ॥ ખમાસમણ દેઈ૦ ઈચ્છા કારેણ સંદિસહ ભગવન્ સામાયિક સંદીસાહું ઇચ્છં વળી ખમાસમણ દેઇ॥ ખમા ૦॥ ઇચ્છા ૦॥ સામાઇક ઠાઊં ઇચ્છં એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી॥ ઇચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી વડિલ ॥ કરેમિભંતે કહે ॥ પછી ખમાસણ દેઈ ઇચ્છા ૦॥ બેસણે સંદિસાહું

ખમા૦ ઈચ્છા૦ બેસણે ઠાઉં ખમા૦ ॥ ઇચ્છા ૦ ॥ સઝાય સંદિસાહું ॥ ખમા ૦ ॥ ઈચ્છા ૦ ॥ સઝાય કરૂં ॥ ઈચ્છં ॥ એમ કહી ત્રણ નવકાર ગણવા પછી બે ઘડી સઝાય ધર્મ ધ્યાન કરવું ॥ ઇતિ૦

## ॥२०॥ अथ सामायक पारवानो विधि. ॥

॥ ખમાસમણ દેઈ ॥ ઈરિયાવહિ પડિક્કમવાથી યાવત્ લોગસ્સ સુધી કહી ॥ ખમા૦ ॥ ઈચ્છા૦ ॥ મુહપત્તિ પડિ લેહુ કહી મુહપત્તી પડિલેહી ખમા૦ ઈચ્છા૦ સામાઇક પારૂં ॥ યથા શક્તિ ॥ વળી ખમા ૦ ॥ ઈચ્છા ૦ ॥ સામાયક પાર્યું ॥ તહત્તિ કહી પછી જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર થાપી એક નવકાર ગણી "સામાઇય વ-યજુત્તો" કહીએ ॥ પછી જમણો હાથ થાપના સન્મુખ સવળો રા-ખીને એક નવકાર ગણીએ ॥

## ॥२१॥ अथ चैत्यवंदन करवानो विधि. ॥

પ્રથમ ત્રણ ખમાસમણાં દેઇને પછી ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં. ઇચ્છં. પછી ચૈત્યવંદન, જંકિંચિ; પછી બેહાથ જોડી નાસિકા સુધી ઊંચા રાખી નમુથ્થુણં કહેવું; જાવંતિચેઈઆઈ, ખમાસમણું દેઇ જાવંત કેવિસાહૂ પછી નમોર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સા્ ભ્યઃ પછી સ્તવન કહેવું. પછી બે હાથ જોડી માથા સુધી ઊં-ચા રાખી જય વીયરાય કહેવા આભવમખંડા સુધી કહી હાથ જરા નીચા ઉતારી બધા જયવીયરાય પુરા કરવા, પછી ઉભા થઈ અરિહંત ચેઈઆણં કરેમિ કાઉસગ્ગં અનથ્થ ઉસસિએણં, કહી કા-ઉસગ્ગ એક નોકારનો કરી પછી નમો અરિહંતાણં, નમોર્હત્ સિદ્ધા-ચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ કહી એક થોય કહેવી.

ઇતિ ચૈત્યવંદન વિધિ સમાપ્ત

## ॥२२॥ अथ सव्वलोए अरिहंत चेइआणं.

**સવ્વલોએ અરિહંત ચેઇઆણં**—સર્વ લોકમાં અરિહંતનાં બિંબને. **કરેમિ કાઉસ્સગ્ગં ॥૧॥ વંદણ વંત્તિઆએ,**—વાંદવાના ફળને અર્થે હું કાઉસ્સગ્ગ કરૂંછું.

બાકીનો પાઠ અરિહંત ચેઇઆણં પ્રમાણે લેવો.

## ॥२३॥ अथ पुख्खर वरदी.

**પુખ્ખરવર દીવઢ્ઢે**—પુષ્કરવરનામા દ્વીપના અર્ધ ભાગમાં.

**ધાયઇ સંડે અ જંબુદ્દીવે અ**—ધાતકી ખંડ અને જંબુદ્વીપમાં.

**ભરહેરવયવિદેહે**—પાંચ ભરત, પાંચ ઐરવત ને પાંચ મહાવિદેહમાં

**ધમ્માઇગરે નમંસામિ** ॥૧॥—ધર્મની આદિના કરનારને હું નમુંછું ૧

**તમતિમિરપડલવિદ્ધં, સણસ્સ**—અજ્ઞાનરૂપી અંધકારના સમુહના નાશ કરનાર. (તેમણે પૂજ્યા એવા.

**સુરગણ નરિંદ મહિઅસ્સ**—દેવતાના સમુહ તથા માણસના ઇંદ્ર

**સીમાધરસ્સ વંદે,**—મર્યાદામાં રાખનાર (સિદ્ધાંત) ને વાંદુંછું.

**પપ્ફોડિઅ મોહજાલસ્સ** ॥૨॥ તોડી નાંખીછે મોહરૂપી જાળ તે જેણે (એવા સિદ્ધાંતને હું વાંદુંછું) ॥૨॥

**જાઇજરામરણસોગપણાસણસ્સ**—જન્મ, જરા, મરણ, અને શોક તેના અતિશયે કરીને નાશના કરનારને.

**કલ્લાણપુખ્ખલવિસાલસુહાવહસ્સ**—કલ્યાણનુ કરનાર અને પુષ્કળ વીસ્તિર્ણ એવું મોક્ષ સંબંધી સુખ તેનો કરનાર=આપનાર.

**કો દેવદાણવનરિંદગણચ્ચિઅસ્સ**—કોણ, દેવ અને દાનવ અને માણસના રાજાઓના સમુહ તેમણે પુજ્યો છે એવો.

**ધમ્મસ્સ સારમુવલબ્ભ કરે પમાયં** ॥૩॥—શ્રૂત ધર્મ તેનો સાર એટલે શક્તિને પામીને, કોણ પ્રમાદ કરે ? ॥ ૩ ॥

**સિદ્ધે ભો પયઓણમો જિણમએ**—ભો=હે જ્ઞાનવંત લોકો ! સિદ્ધ એવો જીન મતને આદર સહિત થકો હું નમસ્કાર કરૂંછું તે.

**નંદી સયા સંજમે,**—જીન મતના પ્રસાદ થકી ચારિત્રને વિષે સદા નંદી=સમૃદ્ધિ થાઓ.

**દેવંનાગ સુવન્ન કિન્નરગણ, સ્સબ્ભૂય ભાવચ્ચિએ**—દેવ, નાગ, જ્યોતીશી વ્યંતરના સમૂહે સત્યભાવે કરી અર્ચ્યા=પૂજ્યો છે.

**લોગો જથ્થ પઇટ્ઠિઓ જગમિણં**—વળી લોક એટલે ત્રિકાળજ્ઞાન જેનેવિષે કહ્યું છે તે જગતને,

**તેલુક્ક મચ્ચાસુરં**—ત્રણ લોક મધ્યે મનુષ્ય અને અસુર=ભૂવનપતિ પ્રમૂખ દેવ ઉપલક્ષણથી નારકી ત્રીજંચ પણ લેવા તેને પ્રકાસ્યું છે,

**ધમ્મો વઢ્ઢઉ સાસઓ વિજયઓ, ધમ્મુત્તરં વઢ્ઢઉ** ॥૪॥—એવો શ્રુત ધર્મ તે વૃદ્ધીને પામો સાશ્વતો છે તે વિશેષ જયવંત છે, ધર્મનું પ્રધાનપણું થાય તેમ વૃદ્ધીને પામો. ॥ ૪ ॥

**સુઅસ્સ ભગવઓ**—હે ભગવંત તે શ્રૂત સિદ્ધાંતને આરાધવા ભણી

**કરેમિ કાઉસ્સગં**—હું કાઉસ્સગ કરૂછું.

પદ ૧૬ સંપદા ૧૬ ગુરૂ ૩૪ લઘુ ૧૮૨ સર્વવર્ણ ૨૧૬

# ॥૧૪॥ અથ સિદ્ધાણં બુદ્ધાણં.

**સિદ્ધાણં બુદ્ધાણં પારગયાણં પરંપરગયાણં**—સિદ્ધને બુધને સંસાર સમુદ્રથી પારગત થયેલાને અનુક્રમે મોક્ષ પોહોચેલાને,

**લોઅગ્ગ મુવગયાણં, નમો સયા સવ્વ સિદ્ધાણં**—॥ ૧ ॥ લોકના અગ્ર ભાગને પોચેલા એવા સર્વે સિદ્ધોને સદા નમસ્કાર થાઓ ॥૧॥

**જો દેવાણુવિ દેવો**—જે દેવોનો પણ દેવ છે.

**જંદેવાપંજલી નમંસંતિ**—જેને દેવો હાથ જોડીને નમેછે.

**તં દેવ દેવમહિઅં**—તે દેવતાનો દેવ એટલે ઇંદ્ર તેણે પુજ્યાછે તેવા

**સિરસા વંદે મહાવીરં**—॥ ૨ ॥ મહાવીર સ્વામીને મસ્તકે કરીને હું વાંદુછું=નમસ્કાર કરૂંછું. ॥ ૨ ॥

**ઇક્કોવિ નમુકારો**—એક પણ નમસ્કાર.

**જિણવર વસહસ્સ વદ્ધમાણસ્સ**—જીનવરમાં વૃષભ સરખા એટલે પ્રધાન એવા વર્ધમાન સ્વામીને નમસ્કાર.

**સંસાર સાગરાઓ, તારેઇ નરં વ નારિં વા**—॥૩॥ સંસાર સમુદ્રથી માણસ અથવા સ્ત્રીને તારે. ॥ ૩ ॥

**ઉજ્જિંત સેલ સિહરે**—ગીરનાર પર્વતના શિખર ઉપર.

**દિખ્ખા નાણં નિસીહિઆ જસ્સ**—દિક્ષા કલ્યાણક જ્ઞાન એટલે કેવળજ્ઞાન કલ્યાણક અને નિષેધીકા એટલે મોક્ષ કલ્યાણક એ ત્રયણે જેમનાં થયાં છે.

**તં ધમ્મ ચક્કવટ્ટિં** ૧—તે ધર્મ ચક્રવર્તી (કરૂંછું ॥ ૪ ॥

**અરિટ્ઠ નેમિં નમંસામિ**— ॥ ૪ ॥ અરિઠનેમીને હું નમસ્કાર

**ચત્તારિ અટ્ઠ દસ દો,અ**—ચાર, આઠ, દસ, અને બે.

**વંદિઆ જિણવરા ચેઉવ્વીસં**—ચોવીસ જીનવરને નમસ્કાર ઇન્દ્રાદીકે કરેલો છે. (કર્યું છે સર્વ પ્રયોજન જેણે એવા.

**પરમટ્ઠ નિટ્ઠિઅટ્ઠા**—પરમાર્થે કરી એટલે સત્યાર્થે કરી જે સ્થીર અચળ

**સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ** ॥૫॥—સીદ્ધો મુજને સિદ્ધિ =મોક્ષ આપો ૫

પદ ૨૦ સંપદા ૨૦ ગુરૂ ૨૫ લઘુ ૧૫૧ સર્વ વર્ણ ૧૭૬

## ॥૧૫॥ अथ वेयावच्च गराणं.

**વેયાવચ્ચગરાણં, સંતિગરાણં**—શ્રી જીનશાસનના વૈયાવચ એટલે

સાર સંભાળના કરનાર અને શાંતીના કરનાર.

**સમ્મદિટ્ઠિ સમાહિ ગરાણં**— ॥ ૧ ॥ સમકિત દ્રષ્ટિ જીવોને સમાધિના કરનાર દેવોને આશ્રીને ॥ ૧ ॥

**કરેમિ કાઉસ્સગ્ગં**—હું કાઉસ્સગ્ગ કરૂંછું.

## ॥ २६ ॥ अथ परमेष्टी नमस्कार.

**નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વસાધુભ્યઃ** ॥૧॥—અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય સર્વ સાધુ એ પાંચ પરમેષ્ટીને નમસ્કાર હો. ॥ ૧ ॥

## ॥२७॥ अथ संसारदावानी स्तुति.

**સંસારદાવાનલદાહનીરં**—સંસારરૂપી દાવાનળ=અગ્નિ તેના તાપને ઓલવવાને પાણી સમાન. ( વાને પવન સમાન. )

**સંમોહધૂલીહરણે સમીરં**—મોહ=અજ્ઞાનરૂપ ધુળ તેને હરણ કર-

**માયારસાદારણ સારસીરં**—કપટરૂપ પૃથ્વી તેને ઉખેડવાને ઘણા તીક્ષણ હળ સમાન એવા.

**નમામિ વિરં ગિરિસારધીરં**— ॥ ૧ ॥ વીરસ્વામી જે મેરૂ પર્વતની પેઠે ધીર છે એવાને હું નમુંછું ॥૧॥

**ભાવાવનામ સુરદાનવમાનવેન,**—ભાવે કરીને નમ્યા એવા દેવતા અને દાનવ અને મનુષ્ય તેના સ્વામી,

**ચુલાવિલોલકમલાવલિમાલિતાનિ**—તેમના મસ્તકને વિષે જે મુગટ તે ઉપર રહેલી દેદીપ્યમાન કમળની શ્રેણીઓ તેમણે પુજ્યાછે એવા.

**સંપૂરિતાભિનત લોક સમીહિતાનિ**—બરાબર રીતે પુરણ કર્યાછે નમનાર લોકના મનો વાંચ્છિત જેમણે એવા,

**કામં નમામિ જિનરાજ પદાનિ તાનિ ॥ ૨॥** જીનેશ્વર ભગવા-

-નના તે ચરણકમલ પ્રતે યથેચ્છપણે હું નમુંછું ॥૨॥

**બોધાગાધં સુપદપદવીનીરપૂરાભિરામં**—ગંભિર અર્થવાળું અથાગ જ્ઞાન જેને વિષે છે એવું વળી સુંદર પદની રચના તે રૂપ પાણીના સમૂહ તેણે કરી શોભાયમાન એવી,

**જીવાહિંસા વિરલ લહરિસંગમાગાહદેહં**—વળી જીવદયા રૂપ અંતર રહીત એવા તરંગો તેના સંગમવડે કરીને અપાર છે દેહ=સ્વરૂપ જેનું એવો વળી,

**ચૂલાવેલં ગુરૂગમમણિસંકુલં દૂરપારં**—વળી સીદ્ધાંતોની ચૂલીકારૂપી વેલો છે જે સમુદ્રને વિષે, વળી જેમાં મોટા એવા સરખા પાઠ તે રૂપ રત્ને કરી ભરેલો છે જે વળી તે સમુદ્રનો અત્યંત દુર છે પાર=કાંઠો જેનો.

**સારં વીરાગમજલનિધિં સાદરં સાધુ સેવે ॥૩॥**—વળી પુજ્ય એવો વીર જીનેશ્વરનો આગમરૂપી સમુદ્ર તે પ્રત્યે આદરસહિત સમ્યક પ્રકારે હું સેવુંછું. ॥૩॥

**આમૂલાલોલધૂલીબહુલપરિમલાલીઢલોલાલિમાલા**—મુળ સુધી ચપળ એવું વળી મકરંદ સુગંધના કણીઆ તેના ઘણા સુગંધ તેને વિષે આશક્ત એવા જે ચપળ ભમરાઓ તેની માળા.

**ઝંકારારાવસારામલદલકમલાગારભૂમિનિવાસે**—શ્રેણી તેના ગુંજાર તેના શબ્દ તેણે કરીને જે પ્રધાન છે એવો, વળી નિર્મળ એવાં પાંદડાં તેણે કરીને સહિત એવું કમળ તેની ઉપર ઘર છે જેનું તેની મધ્ય ભાગની ભૂમિને વિષે ચેન કરવાની શય્યા છે તેને વિષે વસવું છે જેનું એવી,

**છાયાસંભારસારે વરકમલકરે તારહારાભિરામે**—કાંતિ તેના સમૂહે કરી પ્રધાન એવી વળી સુંદર કમળ છે જેના હાથને વિષે

એવી વળી દેદીપ્યમાન હારે કરીને સુંદર છે હૃદય જેનું તેણે કરી સુંદર એવી.

**વાણીસંદોહદેહે ભવ વિરહવરં દેહિ મે દેવિ સારં ॥૪॥**—દ્વાદશાંગી રૂપ વાણી તેનો સમૂહ તેજ છે શરીર જેનું એવી દેવી મને સુંદર એવું મોક્ષરૂપી વરદાન આપ ॥ ૪ ॥

પદ (૧૬) સંપદા (૧૬) અક્ષર (૨૫૨)

# ॥२८॥ अथ कल्लाणकंदंनी स्तुति.

**કલ્લાણકંદંપઢમંજિણંદં**—સુખ વૃદ્ધિના મૂળ એવા પ્રથમ જીનેંદ્ર પ્રતે,

**સંતિંતઓ નેમિજિણં મુણિંદં**—અને શ્રી સાંતિનાથ પ્રતે તે વાર પછી મુનિઓના ઇંદ્રિસમાન શ્રી નેમિજીનેશ્વર તે પ્રતે,

**પાસં પયાસં સુગુણિક્ક ઠાણં**—પાર્શ્વનાથ, જે ત્રણ ભુવનને વિષે પ્રકાશના કરનાર વળી સારા ગુણનું એક સ્થાન એવા,

**ભત્તીઈ વંદે સિરિ વદ્ધમાણં ॥૧॥**—શ્રી વર્ધમાન સ્વામી પ્રતે ભક્તિએ કરી વાંદુછું. ॥ ૧ ॥

**અપારસંસાર સમુદ્દપારં**—પાર વિનાના સંસાર સમુદ્રના અન્ત પ્રતે,

**પત્તા સિવં દિંતુ સુઈક્કસારં**—પામેલા એવા, પવિત્ર વસ્તુઓનો એક સાર એવું મોક્ષ તે પ્રતે દો, (જે વાંદવા યોગ્યછે),

**સવ્વે જિણંદા સુરવિંદવંદા**—સર્વે જીનેંદ્રો દેવતાઓના સમુહ તેને,

**કલ્લાણ વલ્લીણ વિસાલકંદા ॥ ૨ ॥**—કલ્યાણ રૂપ વેલીના મોટા મુળ જેવા છે. ॥ ૨ ॥ (રથ સમાન એવો,

**નિવ્વાણમગ્ગેવરજાણકપ્પં**—મોક્ષ મારગને વિષે પોંહચાડવાને સુંદર

**પણાસિયાસેસ કુવાઈદપ્પં**—અતિશયપણે નાશ કર્યોછે સંપુર્ણ પા-

ખંડિઓનો અહંકાર જેણે એવા, (પુરૂષોને આધાર ભુત એવા,
**મયં જિણાણં સરણં બુહાણં**—જીનેશ્વર ભગવાનના મત પ્રતે, પંડિત
**નમામિ નિચ્ચં તિજગપ્પહાણં ॥ ૩ ॥**—ત્રણ જગતને વિષે
પ્રધાન એવા જીનમત પ્રત્યે નીત્ય હું નમસ્કાર કરૂંછું ॥ ૩ ॥
**કુંદિંદુ ગોખ્ખીર તુસારવન્ના**—મચકુંદ જાતીના ફુલ, ચંદ્રમા, ગાયનું દુધ તથા હિમ=બરફની પેઠે ઉજ્વળ છે રંગ જેનો,
**સરોજહથ્થા કમલે નિસન્ના**—હાથમાં કમળ ધારણ કરેલુંછે એવી
અને કમળને વિષે બેઠેલી. (હાથને વિષે છે એવી,
**વાએસિરી પુથ્થય વગ્ગહથ્થા**—વાધેશ્વરી પુસ્તકનો સમુહ જેના
**સુહાય સા અમ્હ સયા પસથ્થા ॥૪॥**—તે અમને હમેશાં સુખને
માટે થાઓ વળી તે વાધેશ્વરી શ્રી સંઘની ભક્તિ કરવાથી ઉત્તમ છે. ૪

# ॥ ९ए ॥ अथ गुरु वांदणां प्रारंभ.

**ઇચ્છામિ ખમાસમણો વંદિઉં**—હું ઇચ્છુંછું હે ક્ષમાદિક ગુણે પ્રધાન, વાંદવાને,
**જાવણિજ્જાએ નિસીહિઆએ ॥ ૧ ॥**—શક્તિએ (કાળક્ષેપ કરવાની) કરી, જીવહિંસાદિકથી નિવૃત્તિ રૂપ, પ્રયોજનવાળા શરીર વડે ૧
**અણુજાણહ, મે, મિઉગ્ગહં ॥ ૨ ॥**—મિત્ત અવગ્રહ એટલે સાડા ત્રણ હાથ પ્રમાણ ક્ષેત્ર તે માંહે પ્રવેશ કરવાની, મુજને આજ્ઞા આપો એટલું શિષ્યનું વચન સાંભળી ગુરૂ કહે ( અણુજાણામિ કહેતાં ) હું આજ્ઞા આપુછું એ ગુરૂનું વચન,
**નિસિહી**—પછી શીષ્ય નિસિહી=ગુરૂવંદણ સીવાય બીજી ક્રીયા નિષેધ એમ કહેતો થકો અવગ્રહમાં પેશીને બેસી સાધુ ડાબા ઢીંચણ ઉપર અને શ્રાવક ચવળા ઉપર મહોપતી મુકે તે મુકી બે હાથ કપાળે લગાડી ગુરૂના ચરણ પ્રતે સ્પર્શ કરવા આ રીતે કહે.

**અહો, કાયં, કાય, સંફાસં**—નીચલીકાય એટલે પગતે પ્રતે મારા હાથ અને લલાટે કરી સ્પર્શવું છે, તેની આજ્ઞા આપો, તે ગુરૂની આજ્ઞા પામી ગુરૂના ચરણ પ્રતે પોતાના હાથ તથા મસ્તકે કરી રૂડી રીતે સ્પર્શ કરે પછી ઉંચો થઈ મસ્તકે બે હાથ ચઢાવી ગુરૂના સામી દ્રષ્ટી રાખી,

**ખમણિજ્જો, ભે, કિલામો**—હે ભગવંત કંઈ ખેદ ઉપજાવ્યો હોય તે ખમજો,

**અપ્પ કિલંતાણં, બહુસુભેણભે, દિવસો, વઈક્કંતો ॥ ૩ ॥**—થોડોછે થાક જેને એવા તમે, ઘણા શુભે કરીને એટલે ખેમખુશળે આપ સાહેબનો દીવશ વીત્યો? (ગુરૂ કહે તહત્તિ=તેમજ. ગુરૂનું વચન સાંભળી શીષ્ય કહે)

**જત્તાભે ॥ ૪ ॥**—હે કરૂણા સમુદ્ર, આપ સાહેબની, તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય રૂપ યાત્રા, અવ્યાબાધપણે વર્તેછે? તે સાંભળી ગુરૂ કહે (તુમ્ભપિવટ્ટએ) તને પણ વર્તેછે.

**જવણિજ્જં, ચ, ભે ॥ ૫ ॥**—ઇંદ્રીય અને નોઇંદ્રી એ પીડીત નહી એવું તમારૂં શરીર છે? ગુરૂ કહે (એવં) એમજ છે.

**ખામેમિ, ખમાસમણો, દેવસિઅં,**—હે ક્ષમા શ્રમણ દિવસ સંબંધિ **વઈક્કમ્મં ॥૬॥**—વ્યતિક્રમ=અપરાધ, તે પ્રતે હું ખામુંછું. એ સાંભળી ગુરૂ કહે (અહમવિખામેમિ) હું પણ ખમાવુંછું. સારણા વારણા દીકમાં થએલો પ્રમાદ ખમાવુંછું. પછી શીષ્ય, પગે જીનમુદ્રા અને હાથે યોગમુદ્રા સાચવતો ઉભો રહી નીચે પ્રમાણે કહે.

**આવસ્સિઆએ, પડિક્કમામિ**—અવશ્ય કર્ત્તવ્ય જે ચરણ સીત્તરી અને કરણ સીત્તરી રૂપ પડિલેહણ પ્રમુખ કરતાં જે અતિચાર લાગ્યો હોય તેથી માઠું આચર્યું હોય તે થકી નિવર્તુંછું.

**ખમાસમણાણું, દેવસિઆએ, આસાયણાએ**-ક્ષમા શ્રમણ સંબંધિની દીવસને વિષે થઈ એવી આશાતનાએ કરીને ?

**તિતીસન્નયરાએ, જંકિંચિ મિચ્છાએ**—તેત્રીસ માંહેની અનેરીકોઈ પણ આશાતનાએ કરીને જે કંઈ કુડું આલંબન લઈ મિથ્યાભાવ વરતાવ્યો હોય તે કિંચિત મિથ્યાભાવ રૂપ આશાતનાએ કરીને

**મણ દુક્કડાએ, વયદુક્કડાએ,**—મન સંબંધી પાપ તે રૂપ આશાતનાએ, વચન સંબંધી પાપ એટલે અસભ્ય વચને કરી થયેલી આશાતનાએ કરી (તે રૂપ આશાતનાએ કરી

**કાય દુક્કડાએ**—કાયા સબંધી પાપ એટલે આસન ગમનાદિક પાપ

**કોહાએ, માણાએ, માયાએ, લોહાએ**—ક્રોધે કરી, માન રૂપ આશાતનાએ કરી, માયા એટલે કપટ, લોભ રૂપ આશાતનાએ કરી.

**સવ્વકાલિઆએ, સવ્વમિચ્છોવયારાયે**—સર્વ કાળ સંબંધી, અને સર્વ મિથ્યા ઉપચાર રૂપ સર્વ કુડ કપટરૂપ આશાતનાએ કરીને,

**સવ્વધમ્માઇક્કમણાએ, આસાયણાએ**—સર્વ ધર્મ તે આઠ પ્રવચન માતા રૂપ અથવા સર્વ ધર્મની કરણીને ઓળંગવા રૂપ આશાતનાએ કરીને

**જો,મે, અઇઆરો, કઓ,તસ્સ, ખમાસમણો**—જે મારે જીવે અતિચાર કર્યો હોય તે અતિચાર પ્રતે હે ક્ષમાશ્રમણ તમારી સમીપે

**પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં,વોસિરામિાા૭ાા** પ્રતિક્રમુંછું એટલે મિચ્છામિદુક્કડં દેઉંછું તેમ હું નિંદુછું, ગુરૂની સાખે ગરહુંછું=વિશેષે નિંદુછું. દુષ્ટ પાપિષ્ટ આત્મા પ્રત્યે હું વોસિરાઊંછું એટલે છોડાવુંછું.

અહીંઆં બીજી વારને વાંદણે આવસિઆએ એ પદ ન કહેવું

પદ (૫૮) ગુરૂ (૨૫) લઘુ (૨૦૧) સર્વવર્ણ (૨૨૬)

# ॥३०॥ अथ अतिचारनी आठ गाथा ॥

**નાણંમિ દંસણંમિઅ**—જ્ઞાનને વિષે, દર્શણુને વિષે,
**ચરણંમિ, તવંમિ, તહુય વિરિયંમિ**—ચારિત્રને વિષે વળી તપને વિષે, તેમજ વિર્યને વિષે,
**આયરણંઆયારો**—જે આચરણ એટલે વ્યાપાર, તેને આચાર કહીયે
**ઈઅએસો પંચહા ભણિઓ॥૧॥**—એ પ્રકારે એ પ્રત્યક્ષ, પાંચ પ્રકારે આચાર તે શ્રી તીર્થંકરે કહ્યાછે. ॥૧॥
**કાલે વિણએ બહુમાણે,**—કાલને વિષે એટલે જે કાલે જે ભણવાનું હોય તેજ ભણવું તેને કાલ કહીએ. બીજું વિણએ કહેતાં જ્ઞાનીનો વિનય વંદનાદિક કરવું, જ્ઞાની તથા જ્ઞાનને વિષે બહુ માન કરવું.
**ઉવહાણે તહ અનિણ્હવણે**—ઉપધાન વહેવું તેમજ વિદ્યાગુરૂ તેને વિસારવો નહીં. (ણુવો તે બે શુદ્ધ ભણવાં,
**વંજણ અથ્થ તદુભએ**—સૂત્ર, અક્ષર, શુદ્ધ ભણવો અર્થ શુદ્ધ ભ-
**અટ્ઠવિહોનાણમાયારો॥૨॥**—એ આઠપ્રકારે જ્ઞાનાચાર જાણવો॥૨॥
**નિસ્સંકિઅ, નિક્કંખિઅ**—નિઃશંકિત=વીતરાગના વચનમાં શંકા ન કરવી, નિઃકાંક્ષિત=જીનમત વિના બીજા મતની ઈચ્છા કરવી નહીં.
**નિવ્વિતિગિચ્છા અમૂઢ દિઠ્ઠીઅ**—નિર્વીતિગિચ્છા=સાધુ, સાધવીના મેલાં વસ્ત્ર દેખી દુગંચ્છા, નિંદા કરવી નહીં, અમૂઢદૃષ્ટિ=બીજા મતના લોકનો ચમત્કાર દેખી એ મતમાં કાંઈક છે એમ વિચારવું નહીં, તથા જીનમતના નવ તત્વમાં પ્રવિણ હોવું તે.
**ઉવવૂહ થિરીકરણે**—ઉપ વૃંહક=સમકિત ધારી ગુણવંતના અલ્પ ગુણની શ્રધાપુર્વક પ્રશંસા મોઢે પ્રકાશવી તે, સ્થિરીકાર=જીન મતથી પડતા પ્રાણીને થિર કરનાર.

**વચ્છલ્લ પ્પભાવણે, અઠ્ઠ ॥ ૩ ॥**—સાધર્મીકની વિશેષ ભક્તિ કરવી તથા સર્વ જીવોને વિષે મૈત્રીભાવ રાખે તે પ્રભાવિક=બીજા ધર્મના. લોક જીન ધર્મની અનુમોદના કરે એવાં કામ કરવાં. ॥૩॥

એ આઠ લક્ષણ દર્શનાચારનાં જાણવાં.

**પણિહાણ જોગજુત્તો**—પ્રણિધાન=એકાગ્ર સાવધાનપણે કરી મન વચન કાયાના યોગ સર્વ ચારિત્ર પાળવાને વિષે યુક્ત હોય એવો.

**પંચહિં સમિઇહિંતિહિં ગુત્તીહિં ॥**—પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિ તેણે કરી.

**એસ ચરિત્તાયારો**—એ ચારિત્રાચાર.

**અઠ્ઠવિહો હોઇ નાયવ્વો ॥૪॥**—એ આઠ પ્રકારે છે તે જાણવું॥૪॥

**બારસવિહંમિવિ તવે**—બાર વિધ તપને વિષે નિશ્ચે.

**સબ્ભિંતર બાહિરે કુસલદિઠ્ઠે**—છ ભેદ અભ્યંતર અને છ ભેદ બાહ્ય સહીત છે વળી તીર્થંકરોએ પ્રકાસ્યું છે એવા તપને વીષે

**અગિલાઇ અણાજીવી**—દુર્ગંછાભાવરહિત છે, વળી અશનાદિક આજીવિકાએ કરી રહિત છે એટલે હું જો તપ કરૂ તો પેટ ભરાઇ ચાલે એવી બુદ્ધિથી તપ ના કરવો.

**નાયવ્વો સો તવાયારો ॥ ૫ ॥**—જાણવો તે તપ્પાચાર ॥૫॥

**અણસણ મૂણોયરિયા**—અનશનતપ=ચાર આહારનો ત્યાગ થોડા કાળસુધી અથવા જાવજીવ સુધી કરવો તે, ઉનોદરિકા=વસ્ત્રપાત્ર ઓછાં કરવાં અથવા ભુખ હોય તે કરતાં પાંચ સાત કોળીઆ ઓછા જમવા તે. (સંક્ષેપ કરવો અને રસનો ત્યાગ કરવો

**વિત્તી સંખેવણં રસચ્ચાઓ**—વૃત્તિ સંક્ષેપ તપ=આજીવિકાનો

**કાયકિલેસો સંલીણયાય**—કાયોત્સર્ગ કરવો=કાયાને દમવી; વિષય

કષાયને ઉદીરવા નહીં અંગોપાંગ કુકડીની પેઠે સંવરી રાખવા તેને સલીનતા તપ કહીએ

**બજ્ઝો તવો હોઇ ॥ ૬ ॥**—એ બાહ્ય તપ છે ॥ ૬ ॥

**પાયચ્છિત્તં વિણઓ**—પ્રાયશ્ચિત તપ=અપરાધ કરેલો હોય તેની ગુરૂ પાસે આલોયણ લેવી તે; વિનય તપ=ગુરૂનો વિનય તથા ભક્તિ સાચવવી

**વેયાવચ્ચં તહેવ સજ્ઝાઓ**—વૈયાવૃત્યતપ=ગુરૂને આહારાદીક લાવી આપવા, પગ ચાંપવા વિગેરે વૈયાવચ્ચ કરવી તે; તેમજ વળી સજ્ઝાય=ભણવું ઇત્યાદીક પાંચ પ્રકારનો સ્વાધ્યાય તપ

**ઝાણં ઉસ્સગ્ગો વિઅ**—ધ્યાનતપ=શુભધ્યાનનું ધ્યાવવું; ઉત્સર્ગતપ =કર્મ ક્ષય અર્થે કાઉસગ્ગ કરવો; નિશ્ચે

**અભ્ભિંતરઓ તવો હોઇ ॥૭॥**—એ છ પ્રકારે અભ્યંતરતપછે॥૭॥

**અણિગૂહિઅ બલ વિરિઓ**—અનિગૂહિત=અણઢાંકેલું પ્રગટ છે બલ વીર્ય જેનું

**પડિક્કમઇ જો જહુત્તમાઉત્તો**—પરાક્રમ કરે જે યથોક્ત=શ્રીતિર્થંકર દેવે કહ્યું છે તેમ ખેદ નહીં પામતો ધર્મને વિશે ઉદ્યમ કરે તથા ઉપયુક્ત=સાવધાન થકો કરે.

**જુંજઇ અ જહા થામં**—પોતાના બળના અનુસારે યથાશક્તિ પ્રમાણે જોડે, એટલે લાગે ધર્મ કાર્યને વિશે

**નાયવ્વો વીરિઆયારો ॥૮॥**—એ વીર્યાચાર જાણવો.

## ॥૩૧॥ અથ દેવસિઅંઆલોઉં લિખ્યતે॥

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન**—પોતાની ઇચ્છાએ કરીને આજ્ઞા

કરો હે ભગવંત; (ચુ=પ્રકાશું

**દેવસિઅં આલોઉં**—દિવસ સંબંધી જે અતિચાર તે પ્રત્યે આલો-

**ઇચ્છ આલોએમિ**—આ રીતે પ્રકાશુ છું (અતિચાર કીધો હોય

**જોમે દેવસિઓ અઈયારો કઓ**—જે મારે જીવે દિવસ સંબંધી

**કાઈઓ વાઇઓ માણુસિઓ**—કાયા સંબંધી, વચન સંબંધી, અને મન સંબંધી

**ઉસ્સુત્તો ઉમ્મગ્ગો અકપ્પો**—ઉત્સૂત્ર એટલે જિનાગમથી વીરૂદ્ધ બોલવું, તે હેતુથી ઉત્પન્ન થયેલો તથા ઉન્માર્ગના યોગે નીપજ્યો જે, અકલ્પ=વિધિ થકી રહિતપણાના હેતુ થકી ઉત્પન્ન થયેલો એવો

**અકરણિજ્જો દુજ્ઝાઓ**—અકરણિય=નહીં કરવા યોગ્ય એવો, દુર્ધ્યાન તે માઠા ધ્યાનનું ધ્યાવવું

**દુવિચિંતિઓ અણાયારો**—દુષ્ટ કાર્યને મનમાં ચીંતવવું તે માટેજ અનાચાર=જે થકી વ્રતાદીકનો સર્વથા ભંગ થાય તે માટેજ

**અણિચ્છિઅવ્વો અસાવગ પાઉગ્ગો**—જે ઈચ્છવાયોગ્ય નથી તે માટેજ શ્રાવકને પ્રાયોગ્ય કે શ્રાવકને ઉચીત નથી. એ રીતે સર્વ મન સંબંધી અતિચાર

**નાણે દંસણે ચરિત્તા ચરિત્તે**—જ્ઞાનને વિષે, દર્શનને વિષે કંઈક વિરતિ રૂપ, કંઇક અવિરતિ રૂપ એવું જે દેશવિરતીરૂપ શ્રાવકનું ચારિત્ર તેને વિષે

**સુએ સામાઇએ તિન્હં ગુત્તીણં**—શ્રુતસિદ્ધાંતને વીષે, સામાઇકને વિષે, મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાય ગુપ્તિ એ ત્રણ ગુપ્તિ અણ પાળવે કરી (કરવે કરી

**ચઉન્હં કસાયાણં**—ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કસાય

**પંચન્હ મણુવ્વયાણં**—પાંચ અનુવ્રત માંહેથી,

**તિન્હં ગુણવ્વયાણં, ચઉન્હં સિક્ખા વયાણં**—ત્રણ ગુણવ્રત

માંહેથી તથા ચાર શિક્ષાવ્રત માંહેથી (વક ધર્મ તે માંહેથી **બારસવિહસ્સ સાવગધમ્મસ્સ**—એ બાર પ્રકારના વ્રત રૂપ જે શ્રા- **જંખંડિઅં જંવિરાહિઅં**—જે ખંડ્યું=દેશ થકી ભાગ્યું અને જે વિરાધ્યું=સર્વ થકી ભાગ્યું હોય (હોય તે મીથ્યા=નીષ્ફળ થાઓ **તસ્સ મિચ્છામિ દુક્કડં**—તેહનું પાપ એટલે દુષ્કૃત મારે જે લાગ્યું ગુરૂ (૨૯) લઘુ (૧૩૯) સર્વવર્ણ (૧૬૮)

# ॥ ३२ ॥ अथ सात लाख ॥

**સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપ્પકાય, સાત લાખ તેઉકાય, સાત લાખ વાઉકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બેઇંદ્રિય, બે લાખ તેરેંદ્રિય, બે લાખ ચૌરેંદ્રિય, ચાર લાખ દેવતા, ચાર લાખ નારકી, ચાર લાખ તિર્યંચપંચેંદ્રિય, ચૌદ લાખ મનુ-ષ્ય, એવંકારે** ( એ પ્રમાણે ) **ચોરાશી લાખ જીવાયોનિ માંહે માહારે જીવે જે કોઇ જીવ હણ્યો હોય, હણાવ્યો હોય, હણતાં** ( મારતાં ) **પ્રત્યે અનુમોદ્યો** ( વખાણ્યો ) **હોય, તે સર્વે મને, વચને, કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં ॥ ઇતિ ॥** ( એનો અર્થ સુગમ છે )

# ॥ ३३ ॥ अथ अढार पाप स्थान ॥

**પહેલે પ્રાણાતિપાત** ( જીવહીંસા ) **બીજે મૃષાવાદ** ( જુઠું) **ત્રીજે અદત્તાદાન** ( નહીં આપેલું લેવું તે=ચોરી ) **ચોથે મૈથુન** ( સ્ત્રીસેવન ) **પાંચમે પરિગ્રહ** ( પૈસો રાખવો ) **છઠે ક્રોધ, સાતમે માન** ( અહંકાર ) **આઠમે માયા** ( કપટ ) **નવમે લોભ,દશમે રાગ, ઇગિઆરમે દ્વેષ, બારમે કલહ** ( ક્લેશ ) **તેરમે અભ્યાખ્યાન** (આળદેવું) **ચૌદમે પૈશુન્ય** ( ચાડી ) **પન્નરમે રતિઅરતિ,** ( સુખ દુઃખે

કરખશોક કરવો) **શોળમે પરપરિવાદ** (પારકી નીંદા) **સતરમે માયા મૃષાવાદ** (મનમાં બીજી વાત હોય ને મોંડે મીઠું બોલવું એ રીતે છળ કરીને ઠગવું) **અઢારમે મિથ્યાત્વ શલ્ય** (મિથ્યાત્વ સેવવારૂપ પરીણામ) **એ અઢાર પાપ સ્થાનક માંહે માહારે જીવે જે કોઈ સેવ્યું હોય સેવરાવ્યું હોય, સેવતાં પ્રત્યે અનુમોદ્યું હોય તે સર્વે મને, વચને, કાયાએ કરી તસ્સમિચ્છામિદુક્કડં ॥**

# ॥૩૪॥ अथ देवसिअ पडिक्कमणे ठाउं ॥

**સવ્વસવિ, દેવસિઅ**—સર્વે પણ દિવસ સંબંધી અતિચાર તે.

**દુચ્ચિંતિઅ, દુબ્ભાસિઅ, દુચ્ચિટ્ઠિઅ,તસ્સમિચ્છામિદુક્કડં**–દુશ્ચિંતિત તે માઠુ ચિંતવેલુ વિચારેલું તે થકી, વળી દુર્ભાષિત જે ઉપયોગ રહિત ખોટું બોલવું તે થકી, વળી દુશ્ચેષ્ટિત એટલે ઉપયોગ રહીત દુષ્ટ ચેષ્ટા રૂપ પ્રવૃત્તિ કરવા થકી, જે અતિચાર લાગ્યો હોય તે મારૂં પાપ મીથ્યા થાઓ.

# ॥ ૩૫ ॥ अथ वंदिता सूत्र.

**વંદિત્તુ સવ્વ સિદ્ધે**—સર્વજ્ઞ એવા તિર્થંકરતેમને તથા સિદ્ધભગવાનને **ધમ્માયરિએ અ સવ્વસાહૂઅ**—ધર્માચાર્ય=ધર્મના દાતાર તેમને તથા ઉપાધ્યાય=સિદ્ધાંતના ભણાવનાર તેમને તથા સર્વ સાધુ મુનિરાજને વાંદિને નમસ્કાર કરીને,

**ઇચ્છામિ પડિક્કમિઉં, સાવગ ધમ્માઇઆરસ્સ ॥૧॥**—શ્રાવક ધર્મને વિષે લાગેલા અતિચારથકી પ્રતિક્રમવાને નિવર્ત્તવાને હું ઇચ્છુંછું॥૧॥

**જોમે વયાઇઆરો, નાણે તહ દંસણેચરિત્તે અ**—જે મારે વ્રતોના અતિચાર જ્ઞાનને વિષે તથા દર્શનને વિષે તથા ચારિત્રને વિષે અને

અ શબ્દ થકિ તપાચારના તથા વિર્યાચારના અતિચાર,

**સુહુમો અ બાયરો વા,તં નિંદે તંચ ગરિહામિ॥૨॥**—સુક્ષ્મ તથા બાદર કે પ્રગટ જાણવામાં આવે તેવો જે કોઈ અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુછું તથા ગુરૂ સમક્ષ હું ગર્હુછું ॥૨॥

**દુવિહે પરિગ્ગહંમિ,સાવજ્જેબહુવિહે અ આરંભે**—બે પ્રકારના પરિગ્રહ છે તેની ઉત્પત્તિનું કારણ સાવદ્ય=પાપ સહીત એવો વળી બહુવિધ=અનેક પ્રકારના આરંભ, તેને

**કારાવણે અ કરણે, પડિક્કમે દેસિઅં સવ્વં ॥૩॥**—પોતે કરવા થકી તથા કરતાંને અનુમોદવા થકી જે અતિચાર લાગ્યો હોય તે દિવસ સંબંધી અતિચાર પ્રત્યે હું પ્રતિક્રમુછું કે૦ નિવર્તુંછું. ॥૩॥

**જં બદ્ધમિંદિએહિં,ચઉહિં કસાએહિં અપ્પસત્થેહિં**—જે બાંધ્યું હોય ઈંદ્રીઓવડે કરી ચાર કષાયવડે કરી અપ્રશસ્ત કે૦ માઠા મિથ્યા. ત્વાદિક ભાવે કરી.

**રાગેણ વ દોસેણ વ, તં નિંદે તં ચ ગરિહામિ ॥૪॥**—રાગે કરી અથવા દ્વેષે કરી તેને નિંદુછું અને તેને ગુરૂ સાખે ગર્હુછું ॥૪॥

**આગ્ગમણે નિગમણે,**—આવવા જવામાં.

**ઠાણે ચંકમણે અણાભોગે**—મિથ્યાત્વીને સ્થાનકે ઉભું રહેતાં, સાંજ આમ તેમ ફરતાં, અનુપયોગ થકી,

**અભિઓગે, અ નિઓગે,**—રાજાના આદેશ તથા ઘણા લોકના આગ્રહ થકી, વળી, પરાધીન આજીવિકા ચલાવતા જેની ચાકરી કરીએ તેની આજ્ઞા થકી મિથ્યાદૃષ્ટિ સંબંધિ રથ યાત્રા પ્રમુખ જોવાને અર્થે જે કરવું પડે તેથી જે અતિચાર લાગે તે.

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૫॥**—દીવસ સંબંધી સર્વને પ્રતિક્રમુંછું તેથી નિવરતુંછું ॥ ૫ ॥

**સંકા કંખ વિગિચ્છા,**—જીનવચનમાં શંકા=સંદેહ, પરમતવાળાનો થોડો ગુણ દેખી તે ઉપર કાંક્ષા=અભિલાષ ઉપજે, સાધુ સાધવીનાં શરીર વસ્ત્ર મેલાં દેખી દુગંછા કરે

**પસંસ તહ સંથવો કુલિંગીસુ,**—કુલિંગી મિથ્યાત્વીને વિષે પ્રશંસા= વખાણ કરે તથા સંસ્તવ=પરિચય કરે (એથીને જે

**સમ્મત્તસ્સ ઈઆરે,**—સમકીતના પાંચ અતિચાર જાણવા તે આ-

**પડિક્કમે દેસિયં સવ્વં ॥ ૬ ॥**—દીવસ સંબંધી પાપ બાંધ્યું તે સર્વ પડિક્કમુ છું ॥ ૬॥

**છક્કાય સમારંભે,**—છકાય જીવોના આરંભમાં=ઉપદ્રવમાં,

**પયણે અ પયાવણે અ જે દોસા**—પચવતે=પોતે રાંધતે, વળી પચાવતે=બીજા પાસે રંધાવતે, વળી રાંધતાને અનુમોદતે જે દોષ=પાપ

**અત્તટ્ઠાય પરટ્ઠા**—આત્માને અર્થે એટલે પોતાને વાસ્તે, પરને અર્થે= બીજાને અર્થે ( લાગ્યા હોય તે નિશ્ચય હું નિંદુંછું ॥૭॥

**ઉભયટ્ઠા ચેવ તં નિંદે ॥૭॥**—તે બેઉને અર્થે કરવામાં જે દોષ

**પંચન્હમણુવ્વયાણં**—પાંચ અણુવ્રત તેને વિષે ( ચાર લાગ્યા હોય

**ગુણવ્વયાણં ચ તિન્હમઈયારે**—અને ત્રણ ગુણ વ્રતને વિષે અતિ-

**સિખ્ખાણં ચ ચઉન્હં**—ચાર શિક્ષા વ્રતને વિષે વળી તપસંલેખણાદીકને વિષે અતિચાર લાગ્યો હોય તે સર્વ

**પડિક્કમેદેસિયંસવ્વં॥૮॥**-દીવસ સંબધી અતિચારને હું પડિક્કમુંછું॥૮॥

**પઢમે અણુવ્વયંમિ,**—પૈહેલા અણુવ્રતને વિષે

**થૂલગ પાણાઈવાય વિરઈઓ**—સ્થૂલ=મોટા બાદર ત્રસજીવસંબંધી પ્રાણનો અતિપાત=વિનાશ તેની વિરતિ=નિવૃત્તિ તે થકી

**આયરિઅમપ્પસથ્થે**—જે દોષ અપ્રશસ્ત=માઠા ભાવ હુવે છતે આચર્યો=સેવ્યો હોય

**ઇથ્થ પમાય પ્પસંગેણં ॥૯॥**—આ વ્રતને વિષે પ્રમાદના પ્રસંગથી સેવ્યો હોય તે આગલી ગાથામાં પડિક્કમીશ ॥૯॥

**વહ બંધ છવિચ્છેએ**—વધ=મારવું, બંધ=દોરડાદિકે બાંધવું,છવિછેદ= બળદાદિકના શરીરના અવયવને છેદવાં.

**અઈભારે ભત્તપાણ વુચ્છેએ**—ઘણો ભાર ભરવો, ભાત પાણીનો વ્યુચ્છેદ એટલે અંતરાય કરવો.

**પઢમ વયસ્સ ઈઆરે**—પેહેલા વ્રતના અતિચાર મધ્યે જે અતિચાર

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૧૦॥**—દિવસ સંબંધી લાગ્યો હોય તે સર્વે હું પડિક્કમુંછું ॥૧૦॥

**બીએ અણુવ્વયંમિ,**—બીજા અણુવ્રતને વિષે

**પરિથૂલગ અલિઅવયણ વિરઇઓ**—અતિશયે કરી મોટા અલિક- વચન=જુઠું તેની વિરતિ થકી

**આયરિઅ મપ્પસથ્થે**—જે અતિક્રમવું એટલે ઓળંગવું તે અપ્ર- શસ્તપણે એટલે અશુભ ભાવ હુએ છતે થાય

**ઇથ્થ પમાય પ્પસંગેણં ॥૧૧॥**—આ વ્રતમાં પ્રમાદના પ્રસંગવડે જે દોષ લાગ્યો હોય તે આગલી ગાથામાં પડિક્કમિશ ॥૧૧॥

**સહસ્સા રહસ્સ દારે**—સહસાત્કારે, એકાંતે, સ્ત્રીની ગુપ્ત વાત બીજાને કહેવાથી (પવાથી અને જુઠાં ખત વિગેરે લેખથી

**મોસુવએસેઅ કૂડલેહેઅ**—ખોટો ઉપદેશ અથવા કૂડી બુદ્ધિ આ-

**બીઅ વયસ્સ ઈઆરે**—બીજા વ્રતના અતિચાર વિષે જે કોઈ અતિચાર. (અતિચારને હું પડિક્કમુંછું ॥૧૨॥

**પડિક્કમે દેસિઅં સવ્વં ॥૧૨॥**—લાગ્યો હોય તે દિવસ સંબંધી સર્વ

**તઈએ અણુવ્વયંમિ**—ત્રીજા અણુવ્રતને વિષે (રતિ થકી

**થૂલગ પરદવ્વહરણવિરઇઓ**—મોટી પારકા ધનની ચોરીની વિ-

**આયરિઅમપ્પસત્થે**—માઠા ભાવે ઓળંગવાથી

**ઈથ્થ પમાયપ્પસંગેણં** ॥૧૩॥—પ્રમાદના પ્રસંગવડે આ વ્રતને વિષે જે અતિચાર લાગ્યો હોય તે આવતી ગાથામાં પડિક્કમિશ ॥૧૩॥

**તેનાહુડપ્પઓગે**—ચોરની હરણ કરેલી વસ્તુને સોંગી જાણી લેવી, પ્રયોગ=ચોરને સહાય આપવાથી

**તપ્પડિરૂવે વિરૂદ્ધ ગમણેઅ**—તત્પ્રતિરૂપ વસ્તુ=ખોટી વસ્તુને ખરીના જેવી કરી વેચવાથી, વિરૂદ્ધ ગમન=તે દાનચોરી પ્રમુખ રાજ વિરૂદ્ધ આચરવું તેથી (ચાર લાગ્યો હોય તે

**કૂડતુલ કૂડમાણે**—ખોટુ તોલ તથા ખોટુ માપ રાખવાથી જે અતિ-

**પડિક્કમેદેસિયં સવ્વં** ॥૧૪॥—સર્વ દીવસ સંબંધી અતિચારને પડીક્રમુછું ॥ ૧૪ ॥

**ચઉથ્થે અણુવ્વયંમિ**—ચોથા અણુવ્રતને વિષે

**નિચ્ચં પરદાર ગમણ વિરઇઓ**—નિત્ય હમેશાં પરસ્ત્રીની સાથે ગમન એટલે કામ ભોગ ભોગવવાની વિરતિથી

**આયરિય મપ્પસત્થે**—ઓળંગવું તે અશુભ ભાવે કરી

**ઇથ્થ પમાય પ્પસંગેણં** ॥૧૫॥—આ વ્રતમાં જે અતિચાર પ્રમાદના પ્રસંગથી લાગ્યો હોય તે આગલી ગાથામાં પડીક્રમીશ ॥ ૧૫ ॥

**અપરિગ્ગહિઆઇત્તર**—અપરિગ્રહીતા=બીજા કોઈએ નહી ગ્રહણ કરેલી એટલે કુમારી અથવા વિધવા તેની સાથે મૈથુન સેવવું તે, કોઇએ વેશ્યાદિકને સ્ત્રીને ઠેકાણે રાખેલી તેની સાથે મૈથુન સેવવું તે બીજું.

**અણંગ વીવાહ તિવ્વ અણુરાગે**—કામ ક્રીડા પરસ્ત્રીની સાથે હાંસી વિગેરે કરવું તે, પોતાનાં છોકરાં સિવાય પારકાના વિવાહ કરવા કરાવવા તે–કામભોગને વિષે તીવ્ર અનુરાગ કરવો

**ચઉત્થ વયસ્સ ઇઆરે**—ચોથા વ્રતના અતિચારને
**પડિક્કમે દેસિયં સવ્વં ॥૧૬॥**—દીવસ સંબંધી સર્વ અતિચારને પડીકમુછું ॥ ૧૬ ॥ (અણુવ્રતને વિષે
**ઇત્તો અણુવ્વેએ પંચમંમિ**—એ ચોથા વ્રત કહ્યા બાદ પાંચમા
**આયરિઅમપ્પસત્થંમિ**—અશુભ ભાવે કરી જે આચર્યો હોય
**પરિમાણ પરિચ્છેએ**—પરિગ્રહના પરિમાણનો પરિછેદ કરે તેથી
**ઇત્થ પમાયપ્પસંગેણં ॥૧૭॥**—આ વ્રતનેવિષે પરમાદના પ્રસંગથી જે અતિચાર થયો હોય તે આગલી ગાથામાં પડીકમીશ ॥૧૭॥
**ધણધન્નખિત્તવત્થુ**—ધન, ધાન્ય, ખેતર, વાસ્તુ;=ઘર હાટ વિગેરે
**રૂપ્પ સુવન્ને અ કુવિઅ પરિમાણે**—રૂપું, સોનું; અને કુપિત=થાળ વિગેરેનું પરિમાણ નિયમ
**દુપએ ચઉપ્પયંમિ**—બે પગવાળાં=દાસદાસી વિગેરે, ચાર પગવાળાં= ઢોર વિગેરે પ્રમાણ ઉપરાંત રાખવાથી જે અતિચાર લાગ્યો હોય તે
**પડિક્કમે દેસિયં સવ્વં ॥૧૮॥**—સર્વ દીવસ સંબંધી અતિચારને હું પડીકમુંછું ॥૧૮॥

**ગમણસ્સ ઉ પરિમાણે**—જવાના પરિમાણ=નિયમથી
**દિસાસુઉઢ્ઢં અહે અ તિરિઅંચ**—ઉર્ધ્વ=ઉચે અધો=નીચે-તિર્યક્=ત્રિછિ દિશાઓમાં જવાના નિયમથી વધારે જવું
**વુઢ્ઢિસઇ અંતરદ્ધા**—બીજી દીશી ઘટાડી એક દીશી વધારવી તે ચોથો અતિચાર મારગમાં યાદી જતી રહેવાથી નિયમથી વધારે ચાલવું એ પાંચમો અતિચાર તેમને
**પઢમંમિગુણવ્વએનિંદે॥૧૯॥**-પ્રથમ ગુણવ્રતનેવિષેહું નિંદુછું॥૧૯॥
**મજ્જંમિ અ મંસંમિઅ**-મદીરા અને વળી માંસ વળી બીજાપણ અભક્ષ્ય=નહિ ખાવા યોગ્ય પદાર્થ

**પુપ્ફે અ ફલે અ ગંધ મલ્લેઅ**—ફુલ, ફળ, અને વળી ગંધ બરાસ, વિગેરે અને ફુલાદીકની માળા ભોગવવાથી

**ઉવભોગ પરિભોગે**—ઉપભોગ પરીભોગ નામે

**બીઅંમિ ગુણવ્વએનિંદે ॥૨૦॥**—બીજા ગુણવ્રતને વિષે જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુછું ॥૨૦॥

**સચ્ચિતે પડિબધ્ધે**—સર્વ સચ્ચિત્તનો ત્યાગ કરીને અથવા તેનું પરિમાણ કર્યું હોય તેથી પ્રમાદને વશે વધારે સચ્ચિત વસ્તુનો આહાર કરવો તે; તે પેહેલો અતિચાર, પ્રતિબદ્ધ=સચ્ચિતની સાથે બાંધેલી વસ્તુ જેમકે ઝાડ ઉપરથી ગુંદર ઉખેડી ખાવો તથા ગોટલી સહીત કેરી, ઠળીઆ સહીત રાંણ ખાવી તે સચ્ચિત પ્રતિબદ્ધ નામે બીજો અતિચાર

**અપોલ દુપ્પોલિઅંચ આહારે**—નહી પકાવેલો=નહી રાંધેલો પદાર્થ અને કાચાપાકા ઓળા, પુંખ, પાપડી વિગેરે ખાવાં એ ચોથો અતિચાર

**તુચ્છોસહિ ભખ્ખણયા**—તુચ્છોપધિભક્ષણ=મગની કોમળ ફળી તથા બોર વિગેરે તુચ્છ વસ્તુ ખાવી તે પાંચમો અતિચાર એ જેને સચ્ચિત વસ્તુ ખાવાનો નિયમ હોય તેને પાંચ અતિચાર સંભવે તેમાંનો કોઈ અતિચાર લાગ્યો હોય તે (પડીકમુછું ॥૨૧॥

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૨૧॥**—સર્વ દીવસ સંબંધી અતિચારને હું

**ઈંગાલી વણ સાડી**—અંગારકર્મ=કુભાર, ભાડભુંજા વિગેરેનાં અગ્નિ સંબંધી કામ તે; વનકર્મ=પાન, ફળ, ફુલ તથા વનસ્પતિ ઈત્યાદીનું ઉગાડવું તથા છેદવું ઇત્યાદીક તે; શકટ કર્મ=ગાડાં વિગેરે વેચે વેચાવે તે

**ભાડી ફોડી સુવજ્જએ કમ્મં**—ભાટિકકર્મ=ઘોડા, ઊંટ, ઘર વિગેરે ભાડે આપવાં; સ્ફોટિકકર્મ=કુવા, વાવ, ખોદવા ખોદાવવા વિગેરે

ફોડતોડ કરવી તે; પાંચ સામાન્ય કર્મ તે પ્રતે શ્રાવક અત્યંતપણે વર્જે ત્યાગ કરે

**વાણિજ્જંચેવયદંતલખ્ખરસકેસવિસવિસયં॥૨૨॥**—કુવાણિજ્ય= ખરાબ વેપાર વિષે કહેછે, જેવા કે દાંત, લાખ=કસુંબો હરતાલ વીગરે રસ=ગોળ, તેલ વિગેરે મોર તથા ઘોડા ચમરી વીગેરેનો વેપાર અને પાંચમું વિષ=અફીણ, સોમલ, તથા વિષયાદીક=શસ્ત્રાદીકનો વિષય તે પાંચ કુવાણીજ્યને શ્રાવકે વર્જવાં. ॥૨૨॥

**એવં ખુ જંતપિલ્લણ**—એમ નિશ્ચે ઘંટી, ચરખો વિગેરે યંત્ર કર્મ અને શેરડી, તલ, સરસવ પીલવાથી જે કર્મ લાગે તે પ્રથમ યંત્ર પિલન કર્મ કહીએ

**કમ્મં નિલ્લંછણં ચ દવદાણં**—નાક, કાન વીંધવા પ્રમુખ તથા ઘોડા પ્રમુખના નાક વીંધાવવાં તે વિગેરે નિર્લછન કર્મ જાણવું. અને ધર્મ બુદ્ધિએ અથવા બીજા હેતુથી અગ્નિદાન કરવું તે દવદાન.

**સર દહ તલાય સોસં,**—સરોવર, દ્રહ અને તળાવ વિગેરેને શોષણ કરવું **અસઈ પોસં ચ વજ્જિજ્જા ॥૨૩॥**—અસતિપોષણ=હીંસક જીવોનું તથા વ્યભીચારી સ્ત્રી વિગેરેનું પોષણ કરવું તે, એ પાંચ કર્મને નિશ્ચયે કરી શ્રાવકે વર્જવાં ॥૨૩॥

**સથ્થગ્ગિ મુસલ જંતગ**—શસ્ત્ર, અગ્નિ, મુષળ, યંત્ર તે ઘંટી પ્રમુખ **તણકટ્ઠેમંત મૂલ ભેસજ્જે**—તૃણ=સાવરણી ઇત્યાદી, કાષ્ટ=લાકડી ઈત્યાદી, મંત્ર=તે સાપ ખીલવા પ્રમુખના જાણવા મૂલ=નાગદમણી પ્રમુખ જડીબુટ્ટી, ભૈષજ્ય=ગોળી ચુરણ વિગેરે ઉપદ્રવકારી વસ્તુઓ જાણવી ઇત્યાદીક વસ્તુ દાક્ષીણતા ટાળી બીજાને

**દિન્ને દવાવિએવા**—આપવા થકી બીજા પાસે અપાવવા થકી પણ વળી આપનારને વખાણવાથી જે અતિચાર લાગ્યા હોય.

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૨૪॥**—સર્વદીવસ સંબંધી અતિચારને હું પડિક્કમુછું ॥૨૪॥

**ન્હાણુ વટ્ટણુવન્નગ**—સ્નાન=અજતનાએ નાહાવાથી, ઉદ્ધર્તન=પીઠી વિગેરે કરી, શરીરનો મેલ ઉતારવો, વર્ણક=અળતો ગુલાલ વિગેરે પદાર્થ

**વિલેવણુ સદ્દ રૂવ રસ ગંધે**—વિલેપન=કેસર વિગેરે ચોપડવું. શબ્દ= કૌતુકથી સાંભળવાં; સ્ત્રી પ્રમુખનાં રૂપ જોવાં. મીઠા ખાટા વિગેરે રસ, કપુર કસ્તુરી વિગેરેના સારાગંધ

**વથ્થા સણ આભરણે**—વસ્ત્ર, આસન=બેઠક, આભરણ=કુંડળ, કંકણ વિગેરે રાગથી જોવાં તેથી જે અતિચાર લાગ્યો હોય તે

**પડિક્કમે દેસિયં સવ્વં ॥૨૫॥**—દીવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમુછું ॥૨૫॥ ( ચેષ્ટા=જેથી લોકોને હાંસી આવે તે

**કંદપ્પે કુક્કુઇએ** —કંદર્પ=કામભોગની કથાનું કરવું તે, કૌકુચ્ચ=કુ-

**મોહરિ અહિગરણ ભોગ અઇરિત્તે**—મુખરીપણું=વાચાળપણે ઘણું બડબડવું, અધિકરણ=શસ્ત્ર મુશળ વિગેરે સજ્જ કરી રાખવાં. ભોગ અતિરક્ત ભોગની વસ્તુ ખપ કરતાં વધારે રાખવી

**દંડંમિ અણુટ્ઠાએ**—અનર્થ દંડ વિરમણ નામે

**તઇઅંમિ ગુણવ્વએનિંદે ॥૨૬॥**—ત્રીજા ગુણવ્રતને વિષે પુર્વોક્ત જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુછું ॥૨૬॥

**તિવિહે દુપ્પણિહાણે**—ત્રણ પ્રકારે દુઃપ્રણિધાન=દુષ્ટ વ્યાપારછે તેના ત્રણ અતિચાર એટલે મન વચન અને કાયાના જાણવા

**અણવટ્ઠાણે તહા સઇવિહુણે**—અનવસ્થાન=અવિનયપણે તથા બે ઘડી કરતાં ઓછે વખતે સમાયક પારવું તે તથા સ્મૃતિવિહીન=પ્ર-માદથી સામાયક કીધું કે નહીં તેનો ઉપયોગ ન રહે તે પાંચમો અ-તિચાર એ રીતે

**સામાઇઅ વિતહ કએ**—સમાયક પ્રતે જુઠ્ઠો કીધે થકે
**પઢમે સિખ્ખાવએ નિંદે ॥૨૭॥**—પ્રથમ સામાયિક નામે શિક્ષા વ્રતને વિષે ઉપર કહેલા અતિચાર માંહેલો જે અતિચાર લાગ્યો હોય તે પ્રતે હું નિંદુછું ॥૨૭॥
**આણવણે પેસવણે**—અણાવવાથી=કંઇ ચીજ મંગાવવી તે, પ્રેષણ નામે બીજો અતિચાર દાસદાસી પ્રમુખને નીમેલી જગાથી બહાર મોકલવાથી
**સદ્દે રૂવે અ પુગ્ગલખ્ખેવે**—ખુંખારાદી શબ્દવડે પોતાપણું જણાવવું તે શબ્દાનુંપાતિ અતિચાર, રૂપ નજરે પડવાથી કોઇ માણસની પાસે જવું તે રૂપાનુંપાતિ અતિચાર, કાંકરો નાંખી પોતાપણું જણાવવું તે પુદ્‌ગલોત્ક્ષેપ નામે અતિચાર એ પાંચ અતિચારમાંથી જે
**દેસાવગાસિઅંમિ બીએ સિખ્ખાવએ નિંદે ॥૨૮॥**—અતિચાર દેશાવકાશિકનામે બીજા શિક્ષા વ્રતને વિષે લાગ્યો હોય તે પ્રત્યે હું નિંદુછું ॥૨૮॥ (નીતિના ઠંડિલનો વિધિ=પ્રકાર તેને વિષે
**સંથારૂચ્ચારવિહી**—સંથારો=સજ્જા, ઉચ્ચાર=વડિનીતિ અને લઘુ
**પમાય તહ ચેવ ભોઅણાભોએ**—પ્રમાદ કરવો તેના ચાર અતિચાર, તેમજ વળી પોસો લીધા પછી ભોજનની ચિંતા કરે તે
**પોસહ વિહિ વિવરીએ તઇએ સિખ્ખાવએ નિંદે ॥૨૯॥**—પોસાનો વિધિ=પ્રકાર વિપરીત કર્યે થકે ત્રીજા શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદુછું ॥૨૯॥
**સચ્ચિત્તે નિખ્ખિવણે**—સચ્ચિત નિક્ષેપણ=સાધુને દેવા જોગ જે ભોજન તેના ઉપર સચ્ચિત વસ્તુ મુકવી
**પિહિણે વવએસ મચ્છરે ચેવ**—સચ્ચિતપિહિણ=દેવા જોગ વસ્તુને સચ્ચિત વસ્તુથી ઢાંકવી, વ્યપદેશ=પોતાની વસ્તુને પારકી તથા પા-

રફીને પોતાની કહેવી, મત્સર=ક્રોપભાવે દાન આપવું ચેવ=નિશ્ચે
**કાલાઇક્કમ દાણે**—કાલાતિક્રમદાન=મુનિની ગોચરીનો વખત ઓ-
ળંગીને મુનિને તેડે એવું જાણીને કે સાધુ વ્હોરશે પણ નહીં અને
મારો નિયમ પણ ભાગશે નહીં

**ચઉથ્થે સિખ્ખાવએ નિંદે ॥૩૦॥**–ચોથા અતિથિ સંવિભાગ નામે
શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદુછું ॥૩૦॥
**સુહિએસુ અ દુહિએસુ અ**—સુહિતેષુ=સમ્યકજ્ઞાન દર્શન અને ચા-
રિત્રનું હિતછે જેમને તે, વળી દુઃખિતેષુ=રોગવડે પીડાયેલા એવા
**જા મે અસ્સંજએસુ અણુકંપા**—જે પોતાની ઈચ્છાયે વિચરનારા
નહી પણ ગુરૂની આજ્ઞાને વિષે વિચરનાર સુસાધુ તેમને વિષે જે
મારી અનુકંપા (દીધું હોય

**રાગેણવદોસેણ વ**—સંસારપણાના રાગવડે અથવા દ્વેશભાવથી દાન
**તંનિંદે તં ચ ગરિહામિ ॥૩૧॥**—તેને હું નિંદુછું અને ગુરૂ સાખે
વધારે નિંદુછું ॥૩૧॥ ॥ એકત્રીશમી ગાથાનો બીજો અર્થ ॥

વસ્ત્ર પાત્રાદીકે કરી સુખીયા અને રોગે કરી દુખીઆ એવા
અસંજતિ=વેશ ધારી પાસથ્થાદીક જીવહિંસાદીક કર્મ કરનારા એવા
ઓને આતો મારા ગામના વાસીછે અથવા મારા ભાઇ છે વિગેરે
રાગે કરીને અથવા જીનશાસનના દ્વેષીછે નિર્લજ છે ઇત્યાદીક દ્વેષ
ઉપન્યો તોપણ ઘેર આવ્યા માટે દાન આપ્યું ઇત્યાદીક ભાવે મારે
જીવે જે દયા કીધી હોય તેને હું નિંદુછું ૩૧॥

**સાહૂસુ સંવિભાગો**—સાધુઓને વિષે સંવિભાગ

**ન કઓ તવ ચરણ કરણ જુત્તેસુ**—ન કીધો હોય, તપ, ચારિત્ર,
અને કરણ સિત્તરિએ કરીને સહીત એવા સુસાધુને વિષે

**સંતે ફાસુઅદાણે**—ફાસુદાન=નિર્દોષદાન છતે પણ ન આપ્યું હોય
**તં નિંદે તં ચ ગરિહામિ ॥૩૨॥**—તેને હું નિંદુછું અને ગુરૂ સાખે
વધારે નિંદુછું ॥૩૨॥
**ઇહ લોએ પરલોએ**—આ લોકને વિષે તથા પરલોકને વિષે
**જીવિઅ મરણે અ આસંસ પઓગે**-જીવિત અને મરણને વિષે વળી
કામભોગને વિષે આસંસ પ્રયોગ=ઇચ્છાનો પ્રયોગ કરવો તે રીતે
**પંચવિહો અઇઆરો**—પાંચ પ્રકારના અતિચારમાંનો કોઈપણ
**મા મજ્જ હુજ્જ મરણંતે ॥૩૩॥**-મરણાંતસુધી મને નથશો ॥૩૩॥
**કાએણ કાઇઅસ્સ**—કાયાવડે=કાઉસગ ઈત્યાદી કાયાના શુભ વ્યા-
પાર કરવાવડે કાયા સંબંધી વધાદિક અતિચાર કરેલા તે
**પડિક્કમે વાઇઅસ્સ વાયાએ**—હું પડિકમુછું, વાચિકસ્ય=વચન સં-
બંધી અતિચાર તે મિચ્છામિ દુક્કડં એવા શુભ વચને કરીને
**મણસા માણસિઅસ્સ**—શુભ મને કરી મન સંબંધી અતિચારને
**સવ્વસ્સ વયાઇઆરસ્સ ॥૩૪॥**—સર્વ વ્રતના અતિચારને ત્રિકરણ
શુદ્ધે કરી હું પડિકમુછું ॥૩૪॥
**વંદણ વય સિખ્ખા ગારવેસુ**—૧ વંદન=દેવ વંદન તથા ગુરૂ વંદન
૨ વ્રત બાર ૩ શિક્ષા, ૪ ગારવ,=રિદ્ધિ ગારવ, રસ ગારવ તથા
સાતા ગારવ એ ત્રણ પ્રકારના અહંકારનું શેવન કરવાથી.
**સન્ના કસાય દંડેસુ**—[સંજ્ઞા=આહાર, ભય, મૈથુન, પરિગ્રહ એ ચાર
તથા ક્રોધ, માન, માયા, લોભ, લોક અને ઓઘ એછસંજ્ઞા ] કસાય=
ચારકષાય, દંડ=મન દંડ, વચન દંડ અને કાય દંડવડે ધર્મ ધનથી
આત્મા દંડાય
**ગુત્તીસુ અ સમિઇસુ અ**—મનાદિ ત્રણ ગુપ્તિ, તથા પાંચ સમિતિ
વળી શ્રાવકની અગીઆર પડિમા વિગેરે ઉપરના નવ બોલ વિષે.

**જો અઇઆરો અ તં નિંદે ॥૩૫॥**—જે અતિચાર લાગ્યો હોય તે હું નિંદું છું ॥૩૫॥

**સમ્મદ્દિટ્ઠી જીવો**—સમ્યક દ્દષ્ટી જીવ.

**જઇવિ હુ પાવં સમાયરઇ કિંચિ**—જો પણ થોડું પણ પાપ સમાચરે

**અપ્પો સિ હોઇ બંધો**—તે શ્રાવકને થોડો કર્મનો બંધ હોય

**જેણ ન નિદ્ધંધસં કુણઇ ॥૩૬॥**—જે કારણ માટે નિર્દયપણે પાપનો બંધ તે ન કરે, તેથી પાપ થોડું લાગેછે ॥૩૬॥

**તંપિ હુ સપડિક્કમણં**—તેને પણ નિશ્ચે પ્રતિક્રમણ કરવે કરી.

**સપ્પરિઆવં સઉત્તરગુણં ચ**—પશ્ચાતાપ સહીત વળી ઉત્તરગુણે સહીત એટલે ગુરૂએ દીધેલા પ્રાયશ્ચિતે યુક્ત

**ખિપ્પં ઉવસામેઇ**—ક્ષિપ્ર એટલે જલદીથી ઉપસમાવેછે

**વાહિ વ્વ સુસિક્ખિઓ વિજ્જો ॥૩૭॥**—જેમ સારો શિખેલો વૈદ્ય વ્યાધિ એટલે રોગ જલદી કાઢે છે તેમ ॥૩૭॥

**જહા વિસં કુટ્ઠગયં મંત મૂલ વિસારયા વિજ્જા હણંતિ મંતેહિં તો તં હવઇ નિવ્વિસં ॥૩૮॥**—જેમ શરીરમાં વ્યાપેલું સર્પાદિકનું વિષ, મંત્ર મૂળના જાણ વૈદ્ય મંત્રોએ કરીને હણેછે (દુર કરેછે) તે વારે તે શરીર વિષરહિત થાય છે. તેમજ ગુરૂના વાક્યાનુસારે તદઅક્ષર શ્રવણથી લાભ થાયછે ॥૩૮॥

**એવં અટ્ઠવિહં કમ્મં રાગ દોસ સમજ્જિયં**—એ પ્રકારે આઠ પ્રકારનાં કર્મ રાગદ્વેષે કરી ઉપાર્જેલાં તે પ્રત્યે (દતો થકો

**આલોઅંતો અ નિંદંતો**—આળોવતો અને વળી સાચા મનથી નિં-

**ખિપ્પં હણઇ સુસાવઓ ॥૩૯॥**—જલદીથી ભલો શ્રાવક હણે છે (પાપને દુર કરે છે) ॥૩૯॥

**કય પાવોવિ મણુસ્સો**—પાપનો કરનાર એવો પણ માણસ

**આલોઇય નિંદિઅ ગુરૂ સગાસે**—ગુરૂની પાસે આલોઈને તથા નિંદીને
**હોઇ અઇરેગ લહુઓ**—અત્યંત પાપથકી હળવો થાય
**ઓહરિઅ ભરૂ વ્વ ભારવહો ॥૪૦॥**—જેમ ભારનો વેહેનાર એટ-
લે વૈતરૂ કરનાર, ભારને ઉતારીને હલકો થાય તેમ ॥૪૦॥
**આવસ્સએણ એએણ**—આવસ્યકે કરીને એટલે આ ભાવાવશ્યકે કરીને
**સાવઓ જઈવિ બહુરઓ હોઈ**—શ્રાવક જો પણ ઘણો રજવાળો
એટલે ઘણા પાપે સહિત હોય તોપણ
**દુઃખાણ મંતકિરિઅં**—શારીરીક તથા માનસિક દુખોની અંત લા-
વનારી ક્રિયા એટલે વિનાશ ક્રિયાને (પાપનો વિનાશ કરશે ॥૪૧॥
**કાહી અચિરેણ કાલેણ ॥૪૧॥**—થોડા કાળ માંહે કરશે એટલે
**આલોઅણા બહુ વિહા**—આલોઅણા ઘણા પ્રકારની છે
**નય સંભરિઆ પડિક્કમણકાલે**—તે પડિકમણ કરવાના વખતે ન
સાંભરી હોય તે ન સાંભરવા થકી

**મૂલગુણ ઉત્તરગુણે**—મૂળ ગુણને વિષે તથા ઉત્તર ગુણને વિષે એ-
ટલે પાંચ અણુવ્રત અને ત્રણ ગુણવ્રત તથા ચાર શિક્ષાવ્રતને વિષે
જે અતિચાર લાગ્યો હોય (એટલે ગુરૂ સાખે નિંદુછું ॥૪૨॥
**તં નિંદે તંચ ગરિહામિ ॥૪૨॥**—તેને નિંદુછું તથા ગુરૂ સાખે ગર્હુછું

**(પછી ઉભો રહીને અથવા જમણો પગ નીચો બેસાડી નીચેની આઠ ગાથા બોલે)**

**તસ્સ ધમ્મસ્સ કેવલિપન્નત્તસ્સ**—તે કેવળી ભાષીત ધર્મની
**અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ**—આરાધનાને માટે હું ઉઠયોછું
**વિરઓમિ વિરાહણાએ**—તે ધર્મની વિરાધના થકી હું નિવર્ત્યોછું
**તિવિહેણ પડિક્કંતો**—મન, વચન, કાયાએ કરી પ્રતિક્રમતો થકો
**વંદામિ જિણે ચઉવ્વીસં ॥૪૩॥**—ચોવીસ જીન પ્રતે હું વાંદુછું ॥૪૩॥

**જાવંતિ ચેઇઆઇં**—જેટલાં જીનબિંબ છે
**ઉઢ્ઢે અ અહે અ તિરિઅ લોએ અ**-ઉર્ધ્વ, અધો, અનેતિર્ચ્છાલોકનેવિષે
**સવ્વાઇં તાઇંવંદે**—તે સર્વ પ્રતે હું વાંદુછું
**ઇહ સંતો તથ્થ સંતાઇં ॥૪૪॥**—અહીં રહ્યો થકો ત્યાં રહેલા જીનબિંબ પ્રતે વાંદુછું ॥૪૪॥

**જાવંત કેવિ સાહૂ**—જેટલા કોઇપણ સાધુ હોય (વિદેહ ક્ષેત્રમાં
**ભરહેરવય મહાવિદેહેઅ**—પાંચભરત, પાંચઐરવ્રતતથા પાંચમહા
**સવ્વેસિં તેસિં પણઓ**—તે સર્વે પ્રતે મારો નમસ્કાર હોજો
**તિવિહેણ તિદંડવિરયાણં ॥૪૫॥**—જે મન વચન કાયાના ત્રણ દંડથી વિરામ પામેલા છે તે સાધુઓ પ્રતે ત્રણ પ્રકારે હું વાંદુછું ॥૪૫॥
**ચિરસંચિય પાવપણાસણીઇ**—ઘણા વખતનાં સંચેલાં પાપનો નાશ કરનારી

**ભવ સય સહસ્સ મહણીએ**—સોહજાર ભવને મથન કરનારી એટલે હણનારી (નિકળેલી કથા કરવે કરીને
**ચઉવીસ જિણ વિણિગ્ગય કહાઇ**—ચોવીસ તિર્થંકરના મુખમાંથી
**વોલંતુ મે દિઅહા ॥૪૬॥**—મારા દિવસો જાઓ ॥૪૬॥
**મમ મંગલ મરિહંતા**—મારે માંગલિક છે=એક અરિહંત દેવ
**સિદ્ધા સાહૂ સુઅં ચ ધમ્મોઅ**—બીજા સિદ્ધ ભગવાન વળી ત્રીજા સાધુ મુનિરાજ, ચોથો શ્રુત ધર્મ વળી ચારિત્રાત્મક ધર્મ જે તે
**સમ્મદિટ્ઠી દેવા, દિંતુ સમાહિં અ બોહિંચ ॥૪૭॥**—સમ્યક્ દ્રષ્ટિદેવતા મને સમાધિ એટલે ચિત્તની સ્થિરતા વળી બોધિ એટલે જીનધર્મની પ્રાપ્તિ તે પરભવ આપો ॥૪૭॥

**પડિસિદ્ધાણં કરણે**—નિષેધવા યોગ્ય અશુભ કાર્ય કરવાથી

**કિચ્ચાણુમકરણે પડિક્કમણં**—કરવા યોગ્ય શુભ કાર્ય ન કરવાથી પ્રતિક્રમણ છે એટલે મિચ્છામિ દુક્કડ છે.

**અસદ્દહણે અ તહા**—તેમજ વળી અશ્રધાનને વિષે પણ

**વિવરીય પરૂવણાએ અ ॥૪૮॥**—અને વળી વિપરીત પ્રરૂપણા વિષે પણ મિચ્છામિ દુક્કડ છે ॥૪૮॥

**ખામેમિ સવ્વજીવે**—સર્વ જીવને હું ખમાવુંછું

**સવ્વે જીવા ખમંતુમે**—સર્વે જીવ મારા અપરાધ પ્રતે ખમો

**મિત્તી મે સવ્વભૂએસુ**—સર્વ પૃથ્વીને વિષે મારે મૈત્રી ભાવ છે.

**વેરં મજ્ઝં ન કેણઈ ॥૪૯॥**—મારે કોઈ સાથે વેરભાવ નથી.

**એવમહં આલોઈઅ**—એ પ્રકારે હું આલોવીને

**નિંદિઅ ગરહિઅ દુગંછિઅં સમ્મં**—આત્મસાખે નિંદીને, ગુરૂસાખે નિંદીને સમ્યક્ પ્રકારે ખોટું જાણી

**તિવિહેણ પડિક્કંતો**—ત્રણ પ્રકારે પડિક્કમતો એટલે પાછો હઠતો

**વંદામિ જિણે ચઉવ્વીસં ॥૫૦॥**—ચોવીસજીન પ્રતે હું વાંદુછું॥૫૦॥

## ॥३६॥ अथ अब्भुट्ठिओ हं गुरु खामणां॥

**ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્**—હે ભગવાન તમારી ઈચ્છાએ કરી મને આદેશ આપો

**અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતર દેવસિઅં ખામેઉં**—હું ઉઠયોછું દીવસમાં કીધેલા અપરાધ પ્રતે ખમાવવાને (ત્યારે ગુરૂ કહે ખામેહ=ખમાવ)

**ઇચ્છં ખામેમિ દેવસિઅં જં કિંચિ**—એજ હું ઈચ્છુંછું, હું ખામુંછું દીવસ સંબંધી અપરાધ પ્રતે, જે કંઇ

**અપત્તિઅં પરપત્તિઅં ભત્તે પાણે**—અપ્રિતિકં=અપ્રીતિ ભાવ

ઊપજાવ્યો હોય વળી વિશેષપણે અપ્રીતિભાવ ઉપજાવ્યો હોય ભોજનને વિષે, પાણીને વિષે

**વિણએ વેઆવચ્ચે, આલાવે સંલાવે ઉચ્ચાસણે, સમાસણે**—વિનયને વિષે, વૈયાવચ=ગુરૂ સેવાનેવિષે એકવાર બોલાવવાનેવિષે, વારંવાર બોલાવવાને વિષે, ગુરૂથી ઊંચા આસને બેસવાને વિષે, ગુરૂની બરાબર આસન કરી બેસવાને વિષે

**અંતરભાસાએઉવરિભાસાએ જંકિંચિ,મઝ્ઝવિણય,પરિહીણં સુહુમં વા, બાયરં વા**—ગુરૂ બોલતા હોય તેની વચ્ચે બોલવામાં, ગુરૂએ વાત કરી હોય તે ફરી પોતાની સ્ફુરતી દેખાડવાને વિશેષપણે વાત કરવામાં જે કંઈ માહારે વિનય ભક્તિ રહિતપણું થયું હોય તે નાનું કે મોટું થયું હોય તે સર્વે

**તુમ્હે જાણહ, અહં ન યાણામિ તસ્સ મિચ્છામિદુક્કડં ॥૧॥**—તમે જાણોછો હું નથી જાણતો તે અપ્રીતિ પ્રમુખ અતિચારનું લાગેલું જે પાપતે મારૂ મિથ્યા થાઓ ॥૧॥ ગુરૂ (૧૫) લઘુ (૧૧૧) સર્વવર્ણ (૧૨૬)

# ॥૩૭॥ अथ आयरिय उवज्झाए ॥

**આયરિય ઉવજ્ઝાએ**—આચાર્ય તથા ઉપાધ્યાયજી તેમને

**સીસે સાહમ્મિએ કુલ ગણે અ**—શિષ્ય, સાધર્મિક, કુલ=એક આચાર્યનો પરિવાર, ગણ=ઘણા આચાર્યના પરિવાર=ગચ્છ વળી એસર્વઉપર

**જે મે કેઇ કસાયા, સવ્વે તિવિહેણ ખામેમિ॥૧॥**—જે કોઇ પણ કષાય મારે જીવે કીધા હોય તે સર્વ તે આચાર્યાદિક પ્રત્યે ત્રિવિધે કરી હું ખામુંછું ॥૧॥

**સવ્વસ્સ સમણ સંઘસ્સ**—સર્વ શ્રમણ સંઘરૂપ

**ભગવઓ અંજલિં કરિય સીસે**—ભગવંતના મેં કીધેલા અપરાધ

પ્રત્યે અંજલિ=બે હાથ જોડી મસ્તકે લગાડી

**સવ્વં ખમાવઇત્તા**—સર્વ પ્રત્યે ખમાવીને (ખમુંછું ॥૨॥

**ખમામિ સવ્વસ્સ અહયંપિ ॥૨॥**—સર્વના અપરાધ પ્રત્યે હું પણ

**સવ્વસ્સ જીવરાસિસ્સ**—સર્વ જીવનો રાશિ=સમૂહ તેનો કીધેલો અપરાધ

**ભાવઓ ધમ્મ નિહિય નિયચિત્તો**—ભાવથી ધર્મને વિષે સ્થાપ્યું છે પોતાનું ચિત્ત જેણે એવો

**સવ્વં ખમાવઇત્તા**—સર્વને ખમાવીને

**ખમામિ સવ્વસ્સ અહયંપિ ॥૩॥**—હું પણ સર્વ પ્રત્યે ખમુંછું

લઘુ (૨૮). ગુરૂ (૯). સર્વવર્ણ (૩૭).

# ॥३८॥ अथ नमोस्तु वर्द्धमानाय ॥

**ઇચ્છામોઅણુસટ્ઠિં નમો ખમાસમણાણં નમોર્હત્**૦—હમે સ્તુતી કરવા ઇચ્છીએ છીએ ક્ષમાશ્રમણ પ્રત્યે નમસ્કાર થાઓ

**નમોઽસ્તુ વર્દ્ધમાનાય**—નમસ્કાર થાઓ, વર્ધમાન સ્વામી પ્રત્યે

**સ્પર્દ્ધમાનાય કર્મણા**—જે કર્મની સાથે ઇર્ષાના કરનાર છે=કર્મના વેરી છે

**તજ્જયા વાપ્તમોક્ષાય**—તે કર્મનો જય કરીને મોક્ષપ્રત્યે પામેલા એવા

**પરોક્ષાય કુતીર્થિનાં ॥૧॥**—કુતીર્થિ=મિથ્યા દ્રષ્ટી જીવને પરોક્ષ=દ્રષ્ટિથી દૂર છે ॥૧॥

**યેષાં વિકચારવિંદરાજ્યા**—જેમની વિકસ્વર કમળની શ્રેણીઓએ

**જ્યાયઃ ક્રમકમલાવલિં દધત્યા**—વખાણવા જોગ ચરણકમળની હાર ધારણ કરતી એવી

**સદ્દશૈરિતિ સંગતં પ્રશસ્યં**—સરખાની સાથે મળવું ઘણું વખાણવા યોગ્ય છે એવું એટલે સરખા સાથે સરખા મળે તો શોભે

**કથિતં સંતુ શિવાય તે જિનેંદ્રાઃ ॥૨॥**—એમ કહ્યું છે તે જીનેંદ્રભ-

ગવાન કલ્યાણને અર્થે થાઓ ॥૨॥ (ઓને શાંતિ પ્રત્યે

**કષાયતાપાર્દિતજંતુનિવૃતિં**—કષાય રૂપ તાપથી પીડાયેલા પ્રાણી-

**કરોતિ યો જૈનમુખાંબુદાદ્ગતઃ**—જે કરેછે, જીનરાજના મુખરૂપ મે-

ઘથી નીકળેલો એવો (વૃષ્ટિના જેવો

**સ શુક્રમાસોદ્ભવવૃષ્ટિસંનિભો**—તે જેઠમાસથી ઉત્પન્ન થએલી

**દધાતુ તુષ્ટિં મયિ વિસ્તરો ગિરાં ॥૩॥**—વાણીઓનો વિસ્તાર મા-

રે વિષે તુષ્ટિ=સંતોષ કરો ॥૩॥

# ॥ ३ए ॥ अथ श्रुतदेवतास्तुतिः ॥

**સુઅદેવયાએ કરેમિકાઉસ્સગ્ગં**,—શ્રુતદેવતાને અર્થે કાઉસ્સગ્ગ કરૂછુ

**સુઅદેવયાભગવઈ**,—શ્રુતદેવતા વળી ભગવતી

**નાણાવરણીય કમ્મસંઘાયં**—જ્ઞાનાવરણી કર્મના સમૂહ પ્રત્યે.

**તેસિં ખવેઉ સયયં**—તેઓના, હમેશાં ક્ષય કરો

**જેસિંસુયસાયરે ભત્તી॥૧॥**—જેઓની શ્રુતસાગરને વિષે ભક્તિછે॥૧॥

લઘુ ( ૩૬ ). ગુરૂ ( ૨ ). સર્વવર્ણ ( ૩૮ ).

# ॥ ४० ॥ अथ क्षेत्र देवतानी स्तुतिः ॥

**જીસે ખિત્તે સાહુ**—જેના ક્ષેત્રને વિષે સાધુમુનિરાજ

**દંસણ નાણેહિં ચરણ સહિએહિં**—દર્શન જ્ઞાન અને ચારિત્રસહિત

એવા સાધુઓ

**સાહુંતિ સુખ્ખમગ્ગં**—મોક્ષ મારગને સાધેછે

**સા દેવી હરઉ દુરિયાઈ॥૨॥**—તે દેવી દુરિત પ્રત્યે હરો=દુર કરો

લઘુ ( ૩૩ ). ગુરૂ ( ૩ ) સર્વવર્ણ ( ૩૬ ).

## ॥ ४१ ॥ अथ कमलदल स्तुति ॥

**કમલદલવિપુલનયના**—કમલની પાંખડી સમાન વિશાળ નેત્રવાળી
**કમલમુખી કમલગર્ભસમગૌરી**—કમલના જેવા મુખવાળી, વળી કમલના ગર્ભની પેરે ગૌરવર્ણ વાળી એવી
**કમલે સ્થિતા ભગવતી**—કમલને વિષે રહેલી એવી ઠકુરાઇ વાળી
**દદાતુ શ્રુતદેવતા સિદ્ધિં ॥૧॥**—શ્રુત=સિદ્ધાંતની અધિષ્ઠાયિકા દેવી અમને સિદ્ધિ આપો ॥૧॥
**ભુવણદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં**—ભુવનદેવતાને અર્થે કાઉસ્સગ્ગ કરૂં છું
**યસ્યાઃ ક્ષેત્રંસમાશ્રિત્ય**—જે દેવીનું ક્ષેત્ર અંગીકાર કરીને
**સાધુભિઃસાધ્યતેક્રિયાઃ**—સાધુઓવડે તપ સંયમ રૂપ ક્રિયાસધાય છે
**સા ક્ષેત્રદેવતા નિત્યં**—તે ક્ષેત્ર દેવી હમેશાં
**ભૂયાન્નઃસુખદાયિની ॥૨॥**—અમને સુખ આપનારી થાઓ ॥ ૨॥

## ॥ ४२ ॥ अथ भुवनदवतादिस्तुति ॥

**જ્ઞાનાદિગુણયુતાનાં**—જ્ઞાનાદિક ગુણે સહિત એવા
**નિત્યંસ્વાધ્યાયસંયમરતાનાં**—હમેશાં વાંચનાદિક સ્વાધ્યાય અને સંયમને વિષે આસકત એવા (ભુવન દેવી હમેશાં કલ્યાણ કરો ॥૧॥
**વિદધાતુ ભુવનદેવી, શિવંસદા સર્વ સાધૂનાં ॥૧॥**—સર્વ સાધુઓનું

## ॥ ४३ ॥ अथ अड्ढाइज्जेसु मुनिवंदन ॥

**અઢ્ઢાઇજજેસુ દીવસમુદેસુ**—અઢી દ્વીપ બે સમુદ્ર સંબંધી
**પનરસસુ કમ્મભૂમીસુ**—પંદર કર્મ ભૂમિને વિષે
**જાવંતકેવિસાહૂ**—જેટલા કોઇ સાધુ
**રયહરણ ગુચ્છપડિગ્ગહધારા॥૧॥**—રજોહરણ=ઓઘો. અને ગુચ્છો=

પાત્રાંની ઝોલીની ઉપરનું લુગડું અને પાત્રાં ઇત્યાદિક ધર્મોપકરણ ધરનારા એવા ॥૧॥

**પંચમહવ્વયધારા**—પાંચ મહાવ્રતધરનારા [ધરનાર

**અઠ્ઠારસ સહસ્સ સીલંગધારા**—અઢાર હજાર ચારિત્રના અંગના

**અખ્ખયાયારચરિત્તા**—સંપૂર્ણ આચાર રૂપ ચારિત્રના ધરનાર

**તે સવ્વે સિરસા મણસા મથ્થએણ વંદામિ ॥૨॥**—તે સર્વેને લલાટે કરીને. મને કરીને અને મસ્તકવડે હું નમસ્કાર કરૂંછું ॥૨॥

લઘુ (૭૨). ગુરૂ (૧૩). સર્વવર્ણ) ૮૫).

# ॥ ४४ ॥ अथ वरकनक ॥

**વરકનક સંખ વિદ્રુમ**—સુંદર સોનું, શંખ, પરવાળાં

**મરકતઘન સન્નિભં વિગતમોહં**—લીલમ અને સજલ મેઘ તેના જેવાછે એટલે પાંચ રંગછે જેના એવા અને મોહ રહિત

**સપ્તતિશતં જિનાનાં**—એકસોને સીતેર તીર્થંકરોને

**સર્વામરપૂજિતંવંદે॥૧॥**—જેમને દેવતાઓ પૂજે છે એવા તીર્થંકર દેવોને હું નમુછું ॥૧॥

# ॥ ४५ ॥ अथ तीर्थ वंदना ॥

**સકળ તીર્થ વંદૂ કરજોડ, જિનવરનામે મંગળ કોડ; પહેલે સ્વર્ગે લાખબત્રીશ, જિનવર ચૈત્ય નમું નિશદિસ ॥૧॥ બીજે લાખ અઠ્ઠાવીસ કહ્યાં, ત્રીજે બારલાખ સદ્દહ્યાં, ચોથે સ્વર્ગે અડ લખધાર,, પાંચમે વંદૂ લાખજ ચાર ॥૨॥ છઠ્ઠે સ્વર્ગે સહસ પંચાસ, સાતમે ચાલીશ સહસ પ્રાસાદ, આઠમે સ્વર્ગે છ હજજાર, નવદશમે વંદૂ શત ચાર ॥૩॥ અગીયાર બારમે ત્રણસેં સાર, નવગ્રૈવેકે ત્રણસેં અઢાર, પાંચ અનુત્ત-**

૨ સર્વે મળી, લાખ ચોરાશી અધિકાં વળી ॥૪॥ સહુસ-સત્તાણું ત્રેવીસ સાર, જિનવર ભુવન તણો અધિકાર, લાંબાં સો જોજન વિસ્તાર, પંચાસ ઉચાં બોહોતેર ધાર ॥૫॥ એ. કસોએંસી બિંબ પ્રમાણ સભા સહિત એક ચૈત્યે જાણ, સો કોડ બાવનકોડ સંભાળ, લાખ ચોરાણું સહુસ ચોંઆળ ॥૬॥ સાતસેં ઉપર શાઠ વિશાળ સવી બિંબ પ્રણમુ ત્રણકાળ, સાતકોડને બોહેતેર લાખ, ભુવનપતિમાં દેવલ ભાખ ॥૭॥ એકસો એંશી બિંબ પ્રમાણ, એક એક ચૈત્યે સંખ્યા જાણ, તેરશેં કોડ નવ્યાશીકોડ, સાઠ લાખવંદૂ કરજોડ॥૮॥ બત્રીશેંને ઓગણસાઠ, તીર્છા લોકમાં ચૈત્યનોપાઠ, ત્રણલાખ એકાણું હજાર, ત્રણશેં વીશ તે બિંબ જુહાર ॥૯॥ વ્યંતર જયોતિષિમાં વળી જેહ, શાશ્વતા જિન વંદૂ તેહ, રિષભ ચં-દ્રાનન વારિખેણ, વર્દ્ધમાન નામે ગુણશેણ ॥૧૦॥ સમેત શિખર વંદૂ જિનવીશ, અષ્ટાપદ વંદૂં ચોવીશ, વિમલાચલને ગઢગિરનાર, આબુ ઉપર જિનવર જુહાર ॥૧૧॥ શંખેશ્વર કેસરિયો સાર, તારંગે શ્રી અજિત જુહાર, અંતરિક વરકાણો પાસ, જીરાવલોને થંભણપાસ ॥૧૨॥ ગામનગર પુરપાટણ જેહ, જિનવર ચૈત્યનમું ગુણ ગેહ, વિહરમાન વંદૂં જિનવીશ, સિદ્ધ અનંત નમું નિશદીશ ॥૧૩॥ અઢી દ્વીપમાં જે અણગાર, અઢાર સહુસસિલાંગના ધાર, પંચમહાવ્રત સમિતિ સાર, પાલે પલાવે પંચાચાર ॥૧૪॥ બાહ્ય અભ્યિંતર તપ ઉજમાલ, તે મુનિ વંદૂ ગુણ મણિમાલ, નિત્ય નિત્ય ઉઠી કીર્તિ કરૂં, જીવ કહે ભવ સાયર તરૂં ॥૧૫॥

## ॥ ४६ ॥ अथ लघु शांति स्तव प्रारंभः॥

શાંતિં શાંતિ નિશાંતં–શ્રી શાંતિનાથ સ્વામી જે શાંતિના ધરછે તેમને.

**શાંતં શાંતાઽશિવં નમસ્કૃત્ય**—રાગદ્વેષ રહિતછે અને શાંત પામ્યાછે આ કલ્યાણકારક ઉપદ્રવો જે થકી એવા શ્રીશાંતિનાથ પ્રતે નમસ્કાર કરીને
**સ્તોતુ: શાંત્તિનિમિત્તં**—સ્તુતિ કરનારની શાંતિના હેતુ છે
**મંત્રપદૈ: શાંતયેસ્તૌમિ ॥૧॥**—મંત્રોના પદોએ એટલે અક્ષરગર્ભિત મંત્રવડે કરીને હું શાંતિને અર્થે સ્તુતિ કરૂંછું ॥૧॥
**ઓમિતિ નિશ્ચિતવચસે**—ઓં=રક્ષણ કરેછે તે અથવા પરમજ્યોતિ ઈતિ એટલે એ પ્રકારે નિશ્ચિત=નકી કર્યુંછે. વચ:=વાચક **પદ** જેમનું અથવા ઓં વચને કરી કહેવા યોગ્ય છે વાચક ભાવ જેમનો એવા શાંતિનાથને [નને પુજાં=પુજાને અર્હતે=યોગ્યછે **એવા**
**નમોનમો ભગવતેઽર્હતેપૂજાં**—નમસ્કાર થાઓ ભગવતે=**ભગવા-**
**શાંતિજિનાય જયવતે**—શ્રી શાંતિજિન જે જયયુક્ત છે તેમને
**યશસ્વિને સ્વામિને દમિનાં ॥૨॥**—પ્રસિદ્ધ યશછે જેમનો વળી ઇંદ્રિયોને દમન કરનાર જે મુની મહારાજ તેમના નાથછે તેમને ॥૨॥
**સકલાતિશેષકમહા**—સમસ્ત ચોત્રીશ અતિશય રૂપ મોટી
**સંપત્તિ સમન્વિતાય શસ્યાય**—સંપદાએ કરીને સહીત તથા પ્રશંસવા યોગ્ય એવા (પૂજિત એવા)
**ત્રૈલોક્યપૂજિતાયચ**—વળી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ રૂપ ત્રણ લોકે
**નમોનમ: શાંતિદેવાય ॥૩॥**—સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથને નમસ્કાર થાઓ ॥૩॥ (જે તેના)
**સર્વામર સસમૂહ**—સમસ્ત ચાર નિકાયના દેવતાના સમૂહ સહીત
**સ્વામિકસંપૂજિતાય નિજિતાય**—સ્વામિ જે ચોસઠ ઇંદ્રો છે તેમને સમ્યક પ્રકારે પૂજિત એવાછે વળી નથી જીત્યા દેવાદિકોએ
**ભુવનજન પાલનોદ્યત, તમાય**—ત્રણ ભુવનના લોકોના પાલન કરવામાં અત્યંત સાવધાન અવા છે તે

**સતતં નમસ્તસ્મૈ ॥૪॥**—શાંતિનાથ મહારાજને નિરંતર નમસ્કાર થાઓ. ॥૪॥ (વળી કેવા છે)

**સર્વદુરિતૌઘનાશન, કરાય**—સર્વ પાપના સમૂહનો નાશ કરનાર છે

**સર્વાશિવપ્રશમનાય**—સર્વ ઉપદ્રવને પ્રકર્ષેકરીસમાવનારછે વળીકેવાછે

**દુષ્ટગ્રહભૂતપિશાચ**—આકરા ગ્રહ તથા ઝાડમાં રહેનાર ભૂત રાક્ષસાદીક તથા શાકિની એ સર્વના ઉપદ્રવને અનિશયે કરી નાશ કરનાર છે=મટાડનાર છે

**શાકિનીનાંપ્રથમનાય ॥૫॥**—અર્થાત શાંતિજિનેશ્વરનું નામ યાદ કરનારના સર્વ ઉપદ્રવ નાશ પામે છે. માટે તેમને નમસ્કાર થાય છે ॥૫॥

**યસ્યેતિ નામમંત્ર**—જે શાંતિજિનનો એ રીતે નામમંત્રે કરીને

**પ્રધાનવાક્યોપયોગકૃતતોષા**—સર્વોતમપવિત્ર વચનનો ઉપયોગ એટલે નામની યાદીએ કરી કર્યો છે ચિતને વિષે સંતોષ જેણે એવી

**વિજયા કુરૂતે જનહિત**—વિજ્યાદેવી શાંતિનાથ મહારાજને યાદ કરનાર માણુસનું હીત કરે છે

**ઇતિ ચ નુતા નમત તં શાંતિં ॥૬॥**—એ પ્રકારે વળી તે દેવી નમેલી છે (શાંતિનાથને) હે ભવ્યજનો! તમે એ શાંતિનાથને પ્રણામ કરો ॥૬॥

**ભવતુ નમસ્તે ભગવતિ**—નમસ્કાર થાઓ હે ભગવત્તિ!

**વિજયા સુજયે પરા પરૈરજિતે**—હે વિજયા! હે સુજયા! તથા બીજા દેવોથી નથી જીતાએલી એવી હે અજીતા! તું

**અપરાજિતે જગત્યાં**—કોઈ ઠેકાણે પરાભવ ન પામેલી એવી હે અપરાજિતા! તું પૃથ્વીને વિષે

**જયતીતિ જયાવહે ભવતિ ॥૭॥**—જયવંતી વર્તો એમ સ્તુતિ કરેછતે જયાવહે=સ્તુતિ કરનાર ભક્તજનને આવહન કરનાર થાય છે એવી

હે જયાવહા દેવી! તથા હે ભગવતી ! એ પ્રકારે ચાર દેવીઓ તમને નમસ્કાર થાઓ ॥ ૭ ॥

**સર્વસ્યાપિચ સંઘસ્ય**—ચતુર્વિધ એવા સર્વપણ સંઘને

**ભદ્રકલ્યાણ મંગલ પ્રદદે**—સૌખ્ય, નિરૂપદ્રવપણુ, માંગલીક ઇત્યાદિક ને અતિશયે કરી આપનારી એવી દેવી ! ( ઉપદ્રવ રહીતપણુ

**સાધૂનાંચ સદાશિવ**—વળી મોક્ષને સાધનાર એવા મુનિઓને સર્વદા

**સુતુષ્ટિપુષ્ટિપ્રદે જીયાઃ॥ ૮ ॥**—શોભન ચિત્તની શાંતિ, ધર્મની વૃદ્ધિ તેને, પ્રદે=દેનારી એવી હે દેવી ? તું જયવંતિહો ॥ ૮ ॥

**ભવ્યાનાં કૃતસિધે**—ભવ્યજીવોને કરીછે સિદ્ધિ જેણે એવી

**નિર્વૃતિ નિર્વાણજનનિ સત્વાનાં**—વળી પ્રાણીઓને ચિત્ત સમાધિ તથા મોક્ષ એટલે પરમાનંદને ઉત્પન્ન કરનારી એવી

**અભયપ્રદાન નિરતે**—નિર્ભયપણું, ઉતકૃષ્ટ રીતે દેવાને તત્પરએવી

**નમોસ્તુસ્વસ્તિપ્રદે તુભ્યં ॥૯ ॥**—તથા કલ્યાણને પ્રકર્ષે કરી દેનારી હે દેવી તને નમસ્કાર હો ॥ ૯ ॥

**ભકતાનાં જંતૂનાં**—પોતાના ભકત એવા જીવોને

**શુભાવહે નિત્યમુધતે દેવિ**—શુભ એટલે શ્રેયપણાને સર્વ પ્રકારે પમાડનારી એવી

**સમ્યગ્દ્રષ્ટીનાં** ધૃતિ—સમ્યગ્ દૃષ્ટિ જીવને સંતોષ,

**રતિ મતિ બુદ્ધિ પ્રદાનાય ॥૧૦॥**—પ્રિતિ, ભવિષ્યકાળ જાણનારી મતિ વર્તમાનકાળ વિષે જાણનારી બુદ્ધિ પ્રકર્ષે આપવાને નિત્ય ઉદ્યમ-વંત એવી હે દેવી ! તું છે ॥ ૧૦ ॥

**જિનશાસન નિરતાનાં**—જિનશાસનને વિશે રકત એવા

**શાંતિનતાનાં ચ જગતિજનતાનાં**-અને શ્રીશાંતિનાથ પ્રતે નમસ્કાર કરનારા એવા અને જગતને વિષે જનસમુદાયો છે તેમને

**શ્રીસંપત્કીર્ત્તિ યશો**—લક્ષ્મી રિદ્ધિ વિસ્તાર કીર્તી તે એક દિશા વ્યાપિ, યશ તે સર્વ દિશાવ્યાપિ તેની ( દેવી, તું જય પામ. ॥ ૧૧ ॥
**વર્દ્ધનિ જયદેવિ વિજયસ્વ ॥૧૧॥**—વધારનારી એવી હે જયા નામે
**સલિલાનલ વિષ વિષધર**—જલ, અગ્નિ, વિષ=ઝેર, અને સાપ
**દુષ્ટગ્રહ રાજરોગ રણભયત:**—ખરાબ ગ્રહ, એટલે અશુભ રાહુ કેતુ ઈત્યાદિ, અને ખરાબ સ્વભાવના રાજા, રોગ અને લડાઈના ભયથી
**રાક્ષસ રિપુગણ મારી**—રાક્ષસ, શત્રુના સમુહ, મરકીનો રોગ
**ચૌરેતિ શ્વાપદાદિભ્ય: ॥૧૨॥**—ચોર સાતઈતિના ભય અને મદોન્મત હાથી ઈત્યાદિ જીવોના ભયથી ॥ ૧૨ ॥
**અથરક્ષરક્ષ સુશિવં**—અથ=હવે, રક્ષણ કર રક્ષણ કર અને અતિશય નિરૂપદ્રવપપણુ તેને ( પ્રમાણે કર
**કુરૂકુરૂ શાંતિંચ કુરૂકુરૂસદેતિ**—વળી શાંતિને કર, અને નિરંતર એ
**તુષ્ટિંકુરૂકુરૂપુષ્ટિં**-સંતોષપણાને કર અને શરીરનું નિરોગપણુ=પુષ્ટિકર
**કુરૂકુરૂ સ્વસ્તિંચ કુરૂકુરૂત્વં ॥૧૩॥**—સ્વસ્તિ એટલે કલ્યાણ કર વળી એટલાંવાંનાં તું કર ॥ ૧૩ ॥

**ભગવતિ ગુણવતિ શિવશાંતિ**—હે ભગવતિ એટલે ઐશ્વર્યાદિ ગુણવાળી તથા હે ગુણવંતી કલ્યાણ શાંતિ
**તુષ્ટિ પુષ્ટિ સ્વસ્તીહ કુરૂકુરૂજનાનાં**—તુષ્ટિ અને પુષ્ટિ તથા કલ્યાણ એટલાંવાંનાં આ લોકોને વિષે માણસોને કર
**ઓમિતિ નમો નમો હ્રાં હ્રીં હ્રું હ્ર:**—જ્યોતિસ્વરૂપિણિ એવી હે દેવી! તને નમસ્કાર થાઓ નમસ્કાર થાઓ તથા ( હ્રાં, હ્રી હ્રુ હ્ર: ય: ક્ષ: હ્રીં )
**ય: ક્ષ: હ્રીં ફુટ્ ફુટ્ સ્વાહા ॥૧૪॥**—ફુટ્, ફુટ્ સ્વાહા એ પ્રકારના

મંત્ર સ્વરૂપિણિ એવી હે દેવી તને નમસ્કાર થાઓ આમાં ફુટ્, ફુટ્ એ શબ્દ વિઘ્ન નાશ કરનાર મંત્રાક્ષર છે. અને હ્રાં હ્રી ઈ- આદિ શાંતિનો મુળ મંત્ર છે ॥૧૪॥

**એવં યન્નામાક્ષર**—એ પ્રકારે જેનાં નામાક્ષર મંત્ર (દેવી તે **પુરસ્સરં સંસ્તુતા જયાદેવી**—પુર્વક સ્તુતિ કરેલી એવી જયાનામા **કુરૂતે શાંતિં નમતાં—(પાઠાંતરે કુરૂતે શાંતિ નિમિત્તં)** શ્રી શાં- તિનાથ પ્રતે નમસ્કાર કરનારાઓને શાંતિ પ્રતે કરે છે. (પાઠાંતરે) શાંતિનું હેતુ તેને કરેછે

**નમો નમઃ શાંતયે તસ્મૈ ॥૧૫॥**—તે શાંતિનાથ પ્રતે વારંવાર નમસ્કાર થાઓ ॥૧૫॥

**ઇતિ પૂર્વ સુરિ દર્શિત**—એ પ્રમાણે પૂર્વાચાર્યે બતાવેલા એવા **મંત્ર પદ વિદર્ભિતઃ સ્તવઃ શાંતેઃ**—મંત્ર પદ એટલે મંત્રાક્ષર બીજ તેણે વિરચિત શ્રી શાંતિનાથજીનું સ્તવ જેતે

**સલિલાદિભય વિનાશી**—પાણી આદિકના ભયનો નાશ કરનાર **શાંત્યાદિકરશ્ચ ભક્તિમતામ્ ॥૧૬॥**—અને ભક્તિમાન પુરૂષોને શાંતિ સુખ ઈત્યાદિ કરનારો થાઓ ॥૧૬॥

**યશ્ચૈનં પઠતિ સદા**—વળી જે માણસ આ સ્તવને ભણેછે **શૃણોતિ ભાવયતિ વા યથાયોગં**—યોગ ઠેકાણે રાખીને જે બીજા પાસેથી સાંભળેછે અથવા મનમાં સ્મરણ કરેછે

**સહિ શાંતિ પદં યાયાત્**—તે પુરૂષ નિશ્ચય શાંતિનું સ્થાનક તેને પામે **(પાઠાંતરે) શિવ શાંતિ પદં યાયાત્**—અથવા પાઠાંતરે કલ્યાણ અને શાંતિનું સ્થાનક પામે

**સુરિ શ્રી માનદેવશ્ચ ॥૧૭॥**—શ્રી માનદેવ સુરિ પણ શાંતિ પદને પામે એમાં કર્તાનું નામ સુચવ્યું છે ॥૧૭॥

**ઉપસર્ગાઃ ક્ષયં યાંતિ**—ઉપસર્ગો ક્ષય પામે છે
**છિદ્યન્તે વિઘ્નવલ્લયઃ**—વિઘ્ન રૂપિ વેલો તે પણ છેદાય છે
**મનઃ પ્રસન્નતામેતિ**—મન પ્રસન્નતા પ્રતે પામેછે
**પૂજ્યમાને જિનેશ્વરે ॥૧૮॥**—જિનેશ્વર ભગવાન તે પૂજેછતે ॥૧૮॥
**સર્વ મંગલ માંગલ્યં**—સર્વ માંગલ્ય માંહે માંગલીક એવું વળી
**સર્વ કલ્યાણ કારણં**—બધા કલ્યાણનું કારણ
**પ્રધાનં સર્વ ધર્માણાં**—સર્વ ધર્મમાં મુખ્ય એવું
**જૈનં જયતિ શાસનં ॥૧૯॥**—જૈન શાસન જયવંતુ વર્તેછે ॥૧૯॥

# ॥૪૭॥ अथ चउक्कसायप्रारंभ ॥

**ચઉક્કસાય પડિમલ્લુલ્લૂરણુ**—ચાર કષાય રૂપ જે વેરી તેના ઉચ્છેદનાર એટલે ટાળનાર

**દુજ્જય મયણ બાણ મુસુમૂરણુ**—દુઃખે જીતાય એવા કામદેવનાં બાણના ભાગનાર છે

**સરસ પિઅંગુવન્નુ ગયગામિઉ**—પાકી રાંયણના ઝાડના જેવા નીલા શરીરના રંગવાળા, વળી હાથીના જેવી ગતિવાળા.

**જયઉ પાસુ ભુવણત્તય સામિઉ ॥૧॥**—ત્રણભુવનના સ્વામી શ્રી પાર્શ્વનાથ મહારાજ જયવંતા વર્તો ॥૧॥

**જસુતણુકંતિ કડપ્પ સિણિદ્ધઉ**—જેના શરીરની કાંતીની સમુહસ્નિગ્ધછે

**સોહઈ ફણમણિ કિરણાલિદ્ધઉ**—નાગેંદ્રની મણી=રતનનાં કિરણે કરી વ્યાપ્ત શોભે છે

**નં નવ જલહર તડિલ્લય લંછિઉ**—વિજળીની લતાએ કરીને સહિત જેમ નવો મેઘ શોભેછે તેમ તે કાંતિ સમુહે શોભે છે

**સોજિણુ પાસુ પયચ્છઉ, વંછિઉ ॥૨॥**—તે પાર્શ્વનાથ મારા વંછિત પ્રતે આપો ॥૨॥

# ॥ ४८ ॥ अथ भरहेसरनी सज्झाय.

**ભરહેસરબાહુબલી**—શ્રી ભર્તેશ્વર તથા બીજા બાહુબળી
**અભયકુમારો અ ઢંઢણ કુમારો**—ત્રીજા અભયકુમાર તે શ્રેણિકરાજાના પુત્ર વળી ચોથા કૃષ્ણ રાજાના પુત્ર ઢંઢણકુમાર
**સિરિઓ અણિયાઉત્તો**—શ્રી થુળીભદ્રના નાનાભાઈ શ્રીક, એ પાંચમા. છઠ્ઠા અનિકાપુત્ર આચાર્ય જે ગંગાનદી ઉતરતાં કેવળજ્ઞાન પામ્યા તે.
**અઇમુત્તો નાગદત્તોઅ ॥૧॥**—અતિમુક્ત જેણે છવર્ષની અવસ્થામાં શ્રી વીર પાસેથી દીક્ષા લીધી વળી નાગદત્ત કોઈ એક શેઠના પુત્ર અદત્તાદાનના ત્યાગી જાણવા ॥૧॥
**મેઅજ્જ થૂલિભદ્દો**—મેહતારજમૂનિ જેને શરીરે સોનીએ વાધર વીંટી; શ્રીથૂલિભદ્રમુનિ જેમણે કોસ્યા વેશ્યાને ત્યાં ચોમાસું કીધું પણ અખંડ શીળ રાખ્યુ ને વેશ્યાને શ્રાવિકા કીધી
**વયર રિસી નંદિસેણ સીંહગિરી**—વજ્રૠષિ એટલે વજ્ર સ્વામી, નંદિષેણજી જેણે વેશ્યાને ઘેર રહીને બારવરસ સુધી હરરોજ દસ દસ જણને પ્રતિબોધ્યા શ્રી સીંહગિરિજી મહારાજ જે વજસ્વામીના ગુરૂ
**કયવન્નો અ સુકોસલ**—કૃતવર્ણ કુમાર વળી સુકોશલ મુનિ જેમનું શરીર વાઘણીએ ભક્ષણ કીધું
**પુંડરિઓ કેસિકરકંડુ ॥૨॥**—શ્રી આદિનાથના પેહેલા ગણધર પુંડરિકજી કે જે ચૈત્રી પુનમે પાંચ કોડી મુની સાથે સિદ્ધગીરી ઉપર સિધ્યા કેશિકુમાર પરદેશી રાજાના ગુરૂ, કરકંડુ પ્રત્યેક બુદ્ધમુનિ જે વૃદ્ધ બળદ જોઇને સાધુ થયા ॥૨॥
**હલ્લ વિહલ્લ સુદંસણ**—હલ્યકુમાર વિહલ્યકુમાર એ બંને શ્રેણિક

રાજાના પૂત્ર. સુદર્શન શેઠ જેના શીલના પ્રભાવે શૂળિમાંથી સિંહાસન થયું

**સાલમાહાસાલ સાલિભદ્દોઅ**—સાલમુનિ તથા માહાસાલમુનિ એ બન્ને ગૌતમસ્વામીજીએ પ્રતિબોધ્યા, શાલિભદ્ર પ્રસિદ્ધ ભોગી

**ભદ્દો દસન્નભદ્દો**—ભદ્રબાહુ સ્વામિ ચઉદપૂર્વના જાણ દશાર્ણભદ્ર જે અતીશય રીદ્ધી લેઇને વીરભગવાનને વાંદવા આવ્યા ત્યાં સંજમ લીધું

**પસન્નચંદો અ જસભદ્દો ॥૩॥**—પ્રસન્નચંદ્રરાજરિષી જેણે રૌદ્રધ્યાનથી સાતમી નર્કનાં દલીયાં બાંધ્યાં, ને શુકલધ્યાનથી વિખેરીને કેવળજ્ઞાન પ્રગટ કીધું, શ્રીયશોભદ્રસૂરિ તે ભદ્રબાહુ સ્વામિના ગુરૂ જાણવા ॥૩॥

**જંબુપહુ વંકચુલો**—જંબુપ્રભુ સ્વામિ જે આઠ સ્ત્રીઓ અને ૯૯ ક્રોડ દ્રવ્ય ત્યાગીને ચરિમ કેવળી થયા. વંકચુલરાજ કુમાર તે કર્મના વશ થકી ચોરના સ્વામિ થયાપછી સાધુએ દીધેલાં વ્રતપાલીને દેવલોક ગયા

**ગયસુકુમાલો અવંતિ સુકુમાલો**—ગજસુકુમાલ કૃષ્ણજીના નાનાભાઈ જે સોમલ સસરાના કરેલા અગ્નીના ઉપસર્ગ સહન કરીને દીક્ષાના દિવસેજ મોક્ષે ગયા, અવંતિ સુકુમાર જેનું શરીર શિયાલણીએ ભક્ષણ કીધું તોપણ ચારિત્ર ધર્મથી ન ચળ્યા જે નલિણી ગુલ્મવિમાને પોહોંચ્યા (નાટક કરતાં કેવળજ્ઞાન પામ્યા

**ધન્નો ઇલાઇપુત્તો**—ધન્નો તે શાલિભદ્રનો બનેવી. એલાચી પૂત્ર જે

**ચિલાઇપુતો અ બાહુમુણી ॥૪॥**—ચિલાતિ પુત્ર જેનું શરીર કીડીઓએ ચાયણી પ્રાય કીધું તોપણ ઉપશમ વિવેક અને સંવરના અર્થ વિચાર થકી ન ચૂક્યા તે અતિશય જ્ઞાન પામી સ્વર્ગવાસી થયા, વળી યુગ બાહુમુનિ ॥૪॥ ( મિના શિષ્ય આર્ય મહારક્ષિકનાવ

**અજ્જગિરિ અજ્જરક્ખિઅ**—આર્ય મહાગિરિજી થુલિભદ્ર સ્વા-

**અજ્જસુહથ્થી ઉદાયગો મણગો**—આર્ય સુહસ્તિ સૂરિ થુલિભદ્રજીના

શિષ્ય. ઉદાઈ રાજા જે ભગવતીસૂત્રમાં પ્રસિદ્ધછે. મનક પૂત્ર જેને વાસ્તે દશવૈકાલિકસૂત્ર નીપન્યું

**કાલયસૂરિ સંબો**—કાલિકાચાર્ય શ્રીપન્નવણા સૂત્રના કર્તા નિગોદસ્વરૂપના વક્તા, સાંબકુમાર અંબવતીના પુત્ર

**પજ્જુન્નો મુલદેવો અ ॥૫॥**—રૂકિમણીના પૂત્ર પ્રધુમ્નકુમાર, મૂલદેવરાજા જેણે તપસ્વિ સાધુને નિર્દોષ અડદ દીધા ॥૫॥

**પભવો વિન્હુકુમારો**—પ્રભવસ્વામિજી જેમને જંબુસ્વામિએ પ્રતિબોધ્યા, વિષ્ણુ કુમાર જેણે શ્રી સંઘને કારણે લાખ જોજનનું રૂપ વિકોરવ્યું

**અદ્દકુમારો દઢપ્પહારીઅ**—આર્દ્રકુમાર જે પુર્વે ભવે સંજમ વિરાધવાથી અનાર્યદેશમાં ઉપન્યા અને અભય કુમારે મોકલેલી જીનપ્રતિમા દેખીને પૂર્વ ભવ સાંભર્યો ને સાધુ થયા, દઢપ્રહારીચોર, ચાર હત્યાના કરનાર મુનિ થઈ મોક્ષે ગયા અને

**સિજ્જંસ કુરગડુઅ**—શ્રેયાંસકુમાર જેણે શ્રી રિષભદેવને સેલડીના રસનું દાન દીધું કૂરગડુ સાધુ જેણે ગુરૂનું થુંક તે સહીત ખીચડી ખાતાં કેવળજ્ઞાન ઉપાર્જ્યું

**સિજ્જંભવ મેહકુમારોઅ ॥૬॥**—શ્રી જંભવ આચાર્ય જેણે પૂર્વથકી શ્રી દસવૈકાલિક સૂત્ર ઉદ્ધરયું અને મેઘકુમારશ્રેણીક રાજાના પુત્રને-શ્રીવીરપ્રભુજીએ પૂર્વનો ભવ સંભળાવીને સંજમમાં સ્થિરકીધો ॥૬॥

**એમાઈ મહાસત્તા**—ઇત્યાદિક બીજા પણ મોટા સત્વના ધરનારા એટલે મોટા પરાક્રમી પુરૂષો ( એવા મને સુખ આપો

**દિંતુસુહં ગુણગણેહિં સંજુત્તા**- જ્ઞાનાદિ ગુણોના સમૂહે કરી સહીત

**જેસિં નામગ્ગહણે**—જેમના નામ લેવાથી

**પાવપબંધા વિલયજંતિ ॥૭॥**—પાપના સમૂહ તે વિનાશ પામેછે ॥૭॥

**સુલસા ચંદનબાલા**—સુલસા શ્રી વીરસ્વામીની મુખ્ય શ્રાવિકા ચંદનબાલા શ્રી વીરસ્વામીની પ્રથમ સાધવી

**મણોરમામયણરેહા દમયંતી**-મનોરમા સુદર્શન શેઠની ભાર્યા, મદન રેખા નમિરાજર્ષીની માતા, દમયંતી નળરાજાની રાણી,

**નમયા સુંદરી સીયા**—નર્મદા સુંદરી, સીતાસતિ,

**નંદા ભદ્દાસુભદ્દાય ॥૮॥**—નંદા અભયકુમારની માતા, ભદ્રા શેઠાણી સાલીભદ્રની માતા, વળી બીજી એવંતીસુકુમારની માતાપણ જાણવી; સુભદ્રા જેણે કાચે તાંતણે ચારણી બાંધી કુવામાંથી જળ કાઢી ચંપા નગરીની પોળ ઉઘાડી તથા બીજી સુભદ્રા કૃષ્ણજીની ઓરમણ બેન થાય ॥૮॥

**રાય મઈ રિસિદત્તા**—રાજીમત્તી જેણે ગિરિગુફામાં સંજમથી પડતા રહનેમિને સુભાષિત વચને સ્થિર કીધો અને ઋષિ દત્તા

**પઉમાવઇ અંજણા સિરીદેવી**—પદ્માવતી કરકંડુજીની માતા, અંજના સુંદરી, હનુમંતવીરની માતા. શ્રીદેવી અતિમુક્ત કુમારની માતા.

**જિટ્ઠ સુજિટ્ઠ મિગાવઈ**—જયેષ્ટા, સુજયેષ્ટા, મૃગાવતી,

**પભાવઈ ચિલ્લણા દેવી ॥૯॥**—પ્રભાવતી, ચિલણા રાણી. એ પાંચે ચેલારાજાની પુત્રીઓ જાણવી ॥૯॥

**બંભી સુંદરી રૂપ્પિણિ**—બ્રાહ્મી ભરતની બેન, સુંદરી બાહુબળની બેન, રૂકિમણી જેણે વજ્રસ્વામીની પાસે કુમારીકાપણે દીક્ષા લીધી.

**રેવઇ કુંતી સિવા જયંતીય**—રેવતી શ્રાવિકા જેણે ભગવાનને કોલા પાક વહોરાવ્યો, કુંતી પાંડવોની માતા, શિવા તે ચેડારાજાની પુત્રી, જયંતી તે શ્રી વીરસ્વામીની શ્રાવિકા.

**દેવઇ દોવઇ ધારણી**—દેવકી, શ્રી કૃષ્ણજીની માતા, દ્રૌપદી, પાંડવોની સ્ત્રી, ધારણી, ચંદનબાલાની મા. બીજી વળી મેઘકુમારની

મા ત્રીજી જંબુકુમારની મા.

**કલાવઈ પુફ્ફચૂલાય ॥૧૦॥**—કલાવતી, શીલને પ્રભાવે જેના કાપેલા હાથ નવા થયા. પુષ્પચૂલા, અનીકાપુત્ર આચાર્યની ભક્તિના ઉલ્લાસથી જેણે કેવળજ્ઞાન પામ્યું ને જે વરસાદ વરસેઅહારલાવી ॥૧૦॥

**પઉમાવઈ ય ગોરી**—પદ્માવતી, ગોરી,

**ગંધારી લખ્ખમણા સુસીમાય**—ગંધારી, લક્ષ્મણા, સુસીમા.

**જંબુવઈ સચ્ચભામા**—જંબુવતી, સત્યભામા.

**રૂપ્પિણિ કન્હઠ્ઠ મહિસીઓ ॥૧૧॥**—રૂકિમણિ, શ્રી કૃષ્ણની એ આઠ પટરાણીઓ છે ॥૧૧॥

**જખ્ખાય જખ્ખદિન્ના**—જક્ષા, યક્ષદિન્ના. (દિન્ના વળી.'

**ભૂઆ તહ ચેવ ભૂઅદિન્ના ય,**—ભૂતા. તથા વળી નિશ્ચે ભૂતા

**સેણા વેણા રેણા**—સેના, વેણા, રેણા એ સાત.

**ભયણીઓ થૂલિભદ્દસ્સ॥૧૨॥**—શ્રીસ્થુલિભદ્રજીની બેનો જાણવી ૧૨.

**ઇચ્ચાઈ મહાસઇઓ**—ઈત્યાદી મોટી સતીઓ.

**જયંતિ અકલંક સીલ કલિઆઓ**—જયવંતી છે, અને નીરમળ, શીલગુણે કરીને સહીત છે.

**અજ્જવિ વજ્જઇ જાસિં**—વળી જેના આજ પણ વાગે છે.

**જસ પડહો તિહુઅણે સયલે ॥૧૩॥**—આ સકળ ત્રીભુવનને વિષે જશના ડંકા વાગી રહ્યા છે. ॥૧૩॥

# ॥ ૪૧ ॥ अथ विशाल लोचन. ॥

**વિશાલલોચનદલં**—વિશાળ નેત્ર રૂપ પત્ર છે જેમાં.

**પ્રોદ્યદ્દંતાંશુકેસરં**—વળી અત્યંતઝળહળતા એવા દાંતના કીરણ રૂપ કેસર સુગંધના કણીઆ છે જેને વિષે એવું.

**प्रातर्वीर जिनेंद्रस्य**—પ્રભાત સમયે શ્રી વીરસ્વામિનું.

**મુખ પદ્મં પુનાતુ વ: ॥૧॥**—મુખ રૂપી કમલ તમને ભવ્ય જીવોને પવિત્ર કરે ॥૧॥

**યેષામભિષેક કર્મ કૃત્વા**—જેઓના અભિષેકનું કામ કરીને.

**મત્તા હર્ષભરાત્ સુખં સુરેંદ્રા:**—હરખના સમુહથી માતા એવા દેવતાઓના ઈંદ્ર સ્વર્ગના સુખને

**તૃણમપિ ગણયંતિ નૈવનાકં**—તૃણ માત્ર પણ ગણતા નથી.

**પ્રાત: સંતુ શિવાય તે જિનેંદ્રા: ॥૨॥**—પ્રભાત સમયે તે તિર્થંકર દેવો કલ્યાણને અર્થે થાઓ. ॥૨॥

**કલંકનિર્મુક્તમમુક્તપૂર્ણતં**—કલંક રહિત એવું અને નથી મુકાઈ પૂર્ણતા જેની એટલે સંપૂર્ણ.

**કુતર્કરાહુગ્રસનં સદોદયં**—કુતર્ક કરનારા એવા જે પરદરશની રૂપ રાહુ તેને ભક્ષણ કરનાર એવું તથા હમેશાં ઉદય છે એવું.

**અપૂર્વચંદ્રંજિનચંદ્રભાષિતં**—અપૂર્વચંદ્ર જેવું જીનચંદ્ર સંબંધી ભાષિત જે આગમ.

**દિનાગમે નૌમિ બુદ્ધૈર્નમસ્કૃતં ॥૩॥**—પંડિત પુરૂષોએ નમસ્કાર કરેલા આગમ પ્રતે પ્રભાત સમયે હું સ્તવુંછું. ॥૩॥

# ॥ ५० ॥ अथ मन्हजिणाणं सज्झाय ॥

**મન્હ જિણાણં આણં**—જીનેશ્વર ભગવાનની આજ્ઞાને માનવી.

**મિચ્છં પરિહરહ ધર સમ્મત્તં**-મિથ્યાતનો ત્યાગ કરવો અને સમક્તિને ધારણ કરવું.

**છવ્વિહ આવસયંમિ**—છ પ્રકારના આવશ્યકમાં.

**ઉજ્જુતો હોઈ પઈ દિવસં ॥૧॥**—પ્રતિ દિવસ ઉદ્યમવંત હોય ॥૧॥

**પવ્વેસુ પોસહવયં**—પર્વ દીવસને વિષે પોષધ વ્રત,
**દાણં સીલં તવોઅ ભાવોઅ**—દાન શીયળ તપ અને ભાવના.
**સઝ્ઝાય નમુક્કારો**—સ્વાધ્યાય અને નમસ્કાર.
**પરોવયારો અ જયણા અ ॥૨॥**—પરોપકાર અને વળી જતના રાખે.૨
**જિણપૂઆ જિણથુણિણં**—જીનેશ્વર ભગવાનની પૂજા અને જીનેશ્વર ભગવાનની સ્તુતિ,
**ગુરૂ થુઅ સાહમ્મિ આણવચ્છલ્લં**—ગુરૂની સ્તુતિ અને સાધરમીઓને વાત્સલ્ય.
**વવહારસ્સય સુદ્ધિ**—વ્યવહારની શુદ્ધિ,
**રહજુત્તા તિથ્થજુત્તાય ॥૩॥**—રથ યાત્રા અને તીર્થ યાત્રા સહિત.૩
**ઉવસમ વિવેક સંવર**—ઉપશમ, વિવેક, અને સંવર.
**ભાસા સમિઇ છ જીવ કરૂણાય**—ભાષા સમિતી અને છકાયની રક્ષા.
**ધમ્મિઅ જણસંસગ્ગો**—ધાર્મિક માણસનો સંસર્ગ.
**કરણ દમો ચરિણ પરિણામો ॥૪॥**—ઇંદ્રિઓનું દમવું અને ચારિત્રનો પરિણામ ॥૪॥
**સંઘોવરિ બહુમાણો**—શ્રી સંઘ ઉપર બહુમાન.
**પુથ્થય લિહણં પભાવણા તિથ્થે**—પુસ્તક લખાવવું અને તીર્થમાં પ્રભાવના કરવી,
**સઢ્ઢાણ કિચ્ચ મેઅં**—શ્રાવક લોકોનાં આ કૃત્ય છે.
**નિચ્ચં સુગુરૂ વએશેણં ॥૫॥**—તે નિત્ય સુગુરૂના ઉપદેશથી જાણી લેવું ॥૫॥

# ॥ ५१ ॥ अथ पोसहनुं पच्चख्खाण ॥

**કરેમિભંતે પોસહં**—હે ભગવંત હું પોષધ વ્રત કરૂંછું.

**આહાર પોસહં દેસઓ સવ્વઓ**—આહારનો પોષધ દેશથકી ત-
થા સર્વ થકી એટલે અપવાસ તથા એકાશણું કરવાથી
**સરીર સક્કાર પોસહં સવ્વઓ**—શરીરનો સત્કાર પોષધ સર્વથકી
એટલે શરીરને બીલકુલ સમારવું નહીં;
**બંભચેર પોસહં સવ્વઓ**—બ્રહ્મચર્યનો નિયમ સર્વ થકી;
**અવ્વાવાર પોસહં સવ્વઓ**—અવ્યાપારનો નિયમ સર્વથકી;
**ચઉવ્વિહે પોસહં ઠામિ**—ચાર પ્રકારના પોસા વડે હું રહુછું
**જાવદિવસં અહોરત્તં પજ્જુવાસામિ**—આખો દિવસ અથવા
રાત દિવસ પુજા કરૂં એટલે પાળુ
**દુવિહં તિવિહેણં**—બે કરણ ને ત્રણ જોગવડે
**મણેણં વાયાએ કાએણં**—મન વચનને કાયાના ત્રણ જોગવડે
**નકરેમિ નકારવેમિ**—ન કરૂં અને નહીં કરાવું એ બે કરણથી
**તસ્સ ભંતે પડિક્કમામિ**...તેથી હે ભગવંત હું પ્રતિક્રમુંછું
**નિંદામિ ગરિહામિ**—નિંદુંછું અને ગુરૂ સાખે વધારે નિંદુંછું
**અપ્પાણં વોસિરામિ ॥૧॥**—આત્માને હું વોસિરાવુંછું ॥૧॥

## ॥ ५२ ॥ अथ पोसह पारतांगाथा ॥

**સાગરચંદો કામો**—સાગરચંદ અને કામદેવ,
**ચંદવડિંસો સુદંસણો ધન્નો**—ચંદ્રાવતંસક,સુદરશણ શેઠ અને ધન્નાજી
**જેસિં પોસહ પડિમા**—જેની પોષધ પ્રતિમા
**અખંડિયા જીવિયંતેવિ ॥૧॥**—જીવિતના અંતસુધી પણ અખં-
ડિત રહી એટલે મર્ણાન્ત કષ્ટ આવે છતે પણ લગાર માત્ર પણ ડ-
ગ્યા નહીં ॥૧॥ ( લાયક છે
**ધન્ના સલાહણિજ્જા**—ધન્યછે તે પુરૂષોને અને તેઓ વખાણવા

**સુલસાઆણંદકામદેવાય**—સુલસા શ્રાવિકા, આણંદ અને કામદેવ નામે શ્રાવક.

**જેસિં પસંસઇ ભયવં દઢવ્વયંતં મહાવીરો ॥૨॥**—જેમને ભગવાન મહાવીર સ્વામિ દ્રઢ વ્રતને સારૂ વખાણે છે ॥૨॥

**પોસહ વિધિં લીધું વિધિં પારિઉં વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હુઈ તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં ॥ ઈતિ ॥**

## ॥ ५३ ॥ श्रीजगचिंतामणि ॥

**જગચિંતામણિ જગનાહ**—જગતના જીવોના મનોવાંછિત પુરવા માટે ચિંતામણિ રત્ન જેવા અને જગતના નાથ

**જગગુરૂ જગરખ્ખણ**—જગતના જીવોને હિતોપદેશ દેવાથી જગતના ગુરૂ અને જગતના જીવોના રક્ષક

**જગબંધવ જગસથ્થવાહ**—જગતના જંતુના મોહોટા વિવેકવંત ભાઈ અને મોક્ષાભિલાષિ સાધુ પ્રમુખના સાર્થવાહછે

**જગભાવ વિઅખ્ખણ**—જગત એટલે ષડ દ્રવ્ય તથા જિવાદિક નવ પદાર્થોના રહસ્ય દર્શાવવાને વિશે વિચક્ષણ એટલે ડાહ્યા છે

**અઠ્ઠાવય સંઠવિય**—અષ્ટાપદ પર્વતની ઉપર ભરતેશ્વરે સંસ્થાપિત કર્યાછે

**રૂવકમ્મઠ્ઠવિણાસણ**—રૂપ એટલે બિંબ જેનાં. વળી જ્ઞાનાવરણાદીક આઠ કર્માનો કીધોછે વિનાશ જેણે

**ચઉવીસંપિજિણવર**—એવા ચોવિશે જિનવર નિશ્ચય

**જયંતુ અપ્પડિહયસાસણ ॥૧॥**—વળી કોઇથી રોકાય નહી એવો ઉપદેશછે જેનો એવા તિર્થંકર દેવો જયવંતા વર્તો ॥૧॥

**કમ્મભૂમિહિં કમ્મભૂમિહિં**—અસિ, મષી અને કૃષિ રૂપ કર્મજી-

હાં વર્તેછે એટલે એ ત્રણથી આજીવિકા ચાલેછે તેને કર્મભૂમિકા કહીએ તે કર્મભૂમિના પંદર ક્ષેત્રને વિશે

**પઢમ સંઘયણિ**—પ્રથમ સંઘયણ વજ્રરૂષભનારાચ તેના ધણી એવા

**ઉક્કોસય સત્તરિસય**—ઉત્કૃષ્ટપણે એકસો સીતેર

**જિણવરાણ વિહરંત લબ્ભઈ**—તિર્થંકર દેવો વિચરતા લાભે

**નવકોડિહિં કેવલિણ**—નવકોડિ કેવળજ્ઞાની મહારાજા [જાણીએ

**કોડિસહસ્સનવસાહુગમ્મઈ**—નવ હજાર કોડિ સાધુ જિનાગમથી

**સંપઈ જિણવર વીસમુણિ**—સંપ્રતિ એટલે હાલમાં શ્રી મંધરસ્વામિ પ્રમુખ વીશજિનવર વિચરતા પામીએ અને મુનિ

**બિહુ કોડિહિં વરનાણ**—બેકોડિ અને પ્રધાન કેવલજ્ઞાનના ધરનાર

**સમણહ કોડિ સહસ દુઅ**—બે સહસ્રકોડિ શ્રમણ સાધુ વિચરેછે તે સર્વને

**થુણિજિઅ નિચ્ચ વિહાણિ ॥૨॥**—સ્તવિએ નિત્ય પ્રભાતે સ્તવન કરીએ ॥૨॥

**જયઉસામી જયઉસામી**—જયવંતા વર્તો, સ્વામી જયવંતા વર્તો

**રિસહ સત્તુંજિ**—સ્વામિ રિષભદેવ શ્રી શત્રુંજય તીર્થે ઉપર

**ઉજ્જિંત પહુ નેમિજિણ**—શ્રી ગીરનારજી ઉપર શ્રીનેમિજીન પ્રભુ

**જયઉ વીર સચ્ચઉરિ મંડણ**—સત્યપુરી એટલે સાચોર નગર તેના આભુષણ રૂપ શ્રી મહાવીરસ્વામી જયવંતા વર્તો

**ભરૂઅચ્છહિં મુણિસુવ્વય**—શ્રી ભરૂચશેહેરમાં શ્રીમુનિસુવ્રતસ્વામિ

**મુહરિપાસ દુહદુરિઅ ખંડણ**—મુહરિ ગામના નાયક શ્રી પાર્શ્વનાથ એ જિનપંચક દુખ અને દુરિતનો નાશ કરનાર છે.

**અવર વિદેહિં તિથ્થયરા**—બીજા પાંચ મહાવીદેહને વિષે જે તિર્થંકરો

**ચિહુ દિસિ વિદિસિ જિંકેવિ**—ચાર દિશાઓ અને ચારવિદિશાઓ એટલે ખુણાઓમાં જે કોઈપણ

**તીઆણાગય સંપઈઅ**—અતિત, અનાગત અને સંપ્રતિ એટલે વર્તમાનકાળ એ ત્રણકાળ સંબંધિ

**વંદું જિણસવ્વેવિ ॥૩॥**—સર્વે તિર્થંકર દેવને હું વાંદું છું ॥૩॥

**સત્તાણુવઈ સહસ્સા, લખ્ખાછપ્પન્નઅટ્ઠકોડીઓ, બત્તીસ બાસિઆઈ (પાઠાંતરં) બત્તીસય બાસિઆઈ, તિઅલોએ ચેઈએવંદે ॥૪॥**—આઠક્રોડ, છપનલાખ સત્તાણું હજાર અને બત્રીસેનેબ્યાશી ત્રણલોકને વિષે સર્વ જિનપ્રાસાદ પ્રતે હું વાંદું છું ॥૪॥

**પનરસકોડિ સયા ઇં**—પંદરસેં ક્રોડ અને

**કોડીબાયાલ લખ્ખ અડવન્ના**—બેતાલીસક્રોડ અઠ્ઠાવનલાખ

**છત્તીસ સહસ અસિઈ (પાઠાંતરં)**—છત્રીશહજારને એંશી

**અસિઆઇં**—(૧૫૪૨૫૮૩૬૦૮૦) એટલા જિનપ્રાસાદમાં

**સાસય બિંબાઈ પણમામિ ॥૫॥**—શાશ્વતાં જિનબિંબ છે તે સર્વ પ્રતે હું પ્રણમું છું ॥૫॥

# ॥ ૯૪ ॥ अथ श्री महावीरजिनछंद॥

**સેવો વીરને ચિત્તમાં નીત્ય ધારો, અરિક્રોધને મનથી દુરવારો સંતોષ વૃત્તિ ધરો ચિત્તમાંહીં રાગદ્વેષથી દુરથાઓ ઉછાંહિં ॥૧॥ પડયા મોહના પાસમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્વનીવાત તેણે ન જાણી મનુ જન્મ પામી વૃથા કાં ગમોછો, જૈનમાર્ગ છંડીભુલાકાંભમોછો ॥૨॥ અલોભીઅમાનીનીરાગી તજોછો, સલોભીસમાનીસરાગી ભજોછો; હરિહરાદિ અન્યથી શું રમોછો, નદી ગંગ મુકીગલીમાં પડોછો ॥૩॥ કેઈદેવ હાથે અસિ ચક્ર ધારા, કેઈદેવ ધાલે ગળે રૂંઢમાલા; કેઈદેવ ઉત્સંગે રાખેછે વામા, કેઈદેવ સાથે રમે વૃંદ રામા ॥૪॥ કેઈદેવ જપે લેઈ જપમાલા, કેઇ માંસ ભક્ષી મહા**

વીક્રાળા; કેઇ યોગિણી ભોગિણી ભોગ રાગે, કેઈ રૂદ્રાણી છાગને। હોમ માગે ॥૫॥ ઈસા દેવ દેવી તણી આસ રાખે, તદા મુક્તિનાં સુખને કેમ ચાખે; જદા લોભના થોકનો પાર નાવ્યો, તદા મધનો બિંદુઓ મન્ન ભાવ્યો ॥૬॥ જેહ દેવલાં આપણી આશ રાખે, તેહ પિંડને મન્નશું લેઅ ચાખે; દીન હીનની ભીડ તે કેમ ભાજે, ફુટો ઢોલ હોયે કહો કેમ વાજે ॥૭॥ અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષ દાતા. અલોભી પ્રભુને ભજો વિશ્વખ્યાતા, રત્નચિંતામણિ સારીખો એહ સાચો, કલંકી કાચના પિંડશું મત રાચો ॥૮॥ મંદ બુદ્ધિ શું જેહ પ્રાણી કહેછે, સવિ ધર્મ એકત્વ ભૂલો ભમેછે, કીહાં સર્ષવાને કીહાં મેરૂ ધીરં, કીહાં કાયરાને કીહાં શૂરવીરં ॥૯॥ કીહાં સ્વર્ણ થાલં કીહાં કુંભ ખંડં, કીહાં કોદ્રવાને કીહાં ખીરખંડં; કીહાં ખીરસિંધુ કીહાં ક્ષારનીરં, કીહાં કામધેનુ કીહાં છાગખીરં ॥૧૦॥ કીહાં સત્ય વાચા કીહાં કુડવાણી, કીહાં રંકનારી કીહાં સયરાણી; કીહાં નારકીને કીહાં દેવ ભોગી, કીહાં ઈંદ્રિ દેહી કીહાં કુષ્ટ રોગી ॥૧૧॥ કીહાં કર્મ ઘાતી કીહાં કર્મધારી, નમો વીરસ્વામી ભજો અન્ય વારી; જિસી સેજમાં સ્વપ્નથી રાજ્યપામી, રાચે મંદબુદ્ધિ ધરી જેહ સ્વામી ॥૧૨॥ અથિર સુખ સંસારમાં મન માચે. તે જના મૂઢમાં શ્રેષ્ટ શું ઈષ્ટ છાજે; તજો મોહમાયા હરો દંભ રોશી, સજો પુણ્ય પોશી ભજો તે અરોશી ॥૧૩॥ ગતિ ચાર સંસાર અપાર પામી, આવ્યા આશ ધારી પ્રભુ પાય સ્વામી; તુંહીં તુંહીં તુંહીં પ્રભુ પર્મ રાગી, ભવ ફેરની શૃંખલા મોહ ભાગી ॥૧૪॥ માનીએ વીરજી અર્જ છે એક મોરી, દીજે દાસકું સેવના ચરણ તોરી; પુન્ય ઉદય હુઓ ગુરૂ આજ મેરો, વિવેકેં લહયો મેં પ્રભુ દર્શ તેરો ॥૧૫॥ ઈતિ શ્રી મહાવીરજિન છંદ

## ॥ ५५ ॥ अथ गणधर स्तवन लिख्यते ॥

એકાદશ ગણધરનાં નામ, પ્રેહઉઠીનેં કરૂં પ્રણામ; ઇંદ્રિભૂતિ પહેલો તે જાણ, અગ્નિ ભુતિ બીજો ગુણ ખાણ ॥૧॥ વાયુભુતિ ત્રીજો જગ સાર, ગણધર ચોથો વ્યક્ત ઉદાર; શાસનપતિ સુધર્માસાર, મંડીત નામે છઠ્ઠો ધાર ॥૨॥ મૌર્ય પુત્ર તે સાતમો જેહ, અકંપિત અષ્ટમ ગુણ ગેહ; મુનિવર માંહી જે પ્રધાન, અચલભ્રાત નવમો એ નામ ॥૩॥ નામ થકી હોય કોડી કલ્યાંણ, દશમો મેતારજ અવિરલ વાણ; એકાદશમો પ્રભાસ કહેવાય, સુખસંપત્તિ જસ નામેં થાય ॥૪॥ ગાયા વીર તણા ગણધાર, ગુણ મણિ રયણ તણા ભંડાર; ઉત્તમ વિજયગુરૂનો શિષ્ય, રત્ન વિજય વંદે નિશદિસ ॥૫॥ ઇતિ॥

## ॥ अथ देवासिप्रतिक्रमणविधि ॥

૧ પ્રથમ સામાયિક લિજે ( ૧૯ મા સુત્ર પ્રમાણે )

૨ પછી પાણી વાપર્યું હોય તો મુહપત્તી પડિલેહવી

૩ આહાર વાવર્યો હોયતો વાંદણાં બે દેવાં ત્યાં બીજા વાંદણામાં આવસીઆએ પાઠ ન કહેવો

૪ યથાશક્તિ પચ્ચખાણ કરવું

૫ ખમાસણું દેઈ ઇચ્છા કારેણ૰ કહી વડેરા અથવા પોતે ચૈત્યવંદન કહિને પછી જંકિંચિ કહી

૬ નમુથ્થુણં કહી ઉભા થઈને અરિહંતચેઇયાણં કહિને

એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોઽર્હત૦ કહીને પ્રથમ થોય કહેવી પછી

૭ લોગસ્સ કહેવો સવ્વલોએ અરિહંત ચેઇયાણં કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ પારીને બીજી થોય કહેવી પછી

૮ પુખ્ખરવરદી કહી સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ૦એક નવકારનો કાઉસ્સગ્ગપારીત્રીજી થોયકહેવી પછી

૯ સિદ્ધાણં બુદ્ધાણં કહી વૈયાવચ્ચ ગરાણં કરેમિ કાઉસ્સગ્ગં અન્નથ્થ૦ પછી એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત્૦ કહી ચોથી થોય કહેવી

૧૦ પછી બેસીને નમુથ્થુણં કહેવું પછી

૧૧ ચારખમાસણ દેવા પૂર્વક ૧ ભગવાન, ૨ આચાર્ય, ૩ ઉપાધ્યાય, ૪ સર્વ સાધુ, પ્રત્યે થોભવંદન કરીયે પછી

૧૨ ઈચ્છા કારેણ દેવસિ પ્રતિક્રમણે ઠાઉં એમ કહી જમણો હાથ ચવલા કટાસણા ઉપર થાપીને ઇચ્છં સવ્વસ વીદેવસિઅ કહેવું પછી

૧૩ ઉભા થઇ કરેમિભંતે ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ તસ્સ ઉત્તરી કહી પછી.

૧૪ અતિચારની આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરવો આઠ ગાથા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પારીને પછી

૧૫ લોગસ્સ કહેવો પછી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને વાંદણાં બે દેવાં

૧૬ પછી ઉભા થઈને ઇછાકા૦ દેવસિઅં આલોઉં ઈછં આલોએમિ જોમે દેવસિઓ કહીને

૧૭ પછી સાતલાખ કહેવા પછી અઢાર પાપસ્થાનક આલોઇને

૧૮ સવ્વસ્સવિ દેવસિઅં—દુચ્ચિંતિઅ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન ઈચ્છં તસ્સમિચ્છામિ દુક્કડં કહેવું

૧૯ બેસીને એક નવકાર ગણી કરેમિ ભંતે૦ ઇછામિ પડિક્કમિઉં જોમેદેવસિઓ૦ કહીને

૨૦ વંદિતુ કહીને વાંદણાં બે દેવાં પછી

૨૧ અબ્ભુટ્ઠિઓહં અભ્યિંતર દેવસિઅં ખામિને વાંદણાં બે દેવાં પછી ઉભા થઈ

૨૨ આયરિય ઉવઝાએ કહીને કરેમિ ભંતે ઈચ્છામિઠામિ કાઉસ્સગ્ગં જોમે દેવસિઓ કહી તસ્સ ઉત્તરી કહી પછી

૨૩ બેલોગસ્સનો અથવા આઠનવકારનો કાઉસ્સગ્ગ પારીને

૨૪ લોગસ્સ કહેવો સવ્વલોએ અરિહંત ચેઇયાણં કહી એક લોગસ્સ અથવા ચારનવકારનો કાઉસ્સગ્ગ પારીને

૨૫ પુખ્ખર વરદી સુઅસ્સ ભગવઓ કરેમિ૦ વંદણ૦ એક લોગસ્સ અથવા ચારનવકારનો કાઉસ્સગ્ગ પારીને

૨૬ સિદ્ધાણં બુદ્ધાણં કહી સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં

એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત્૦ કહી પુરૂષે સુઅદેવયાની પહેલી થોય અને સ્રીગેં કમલદલની પહેલી થોય કહેવી પછી આદેશ લેઇ

૨૭ ખેત્ર દેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં એક નવકારનો કાઉસ્સગ્ગ પારી નમોઽર્હત્ કહી ક્ષેત્ર દેવયાની થોય સ્રીને તથા પુરૂપને કહેવી પછી

૨૮ પ્રગટ એક નવકાર ગણી બેસીને

૨૯ છઠ્ઠાઆવસ્યકની મુહપત્તી પડિલેહી બે વાંદણાં દીજે પછી

૩૦ ૧સામાયિક, ૨ ચઉવ્વિસથ્થો, ૩વંદણુ, ૪ પડિક્રમણું, ૫કાઉસ્સગ્ગ, ૬પચ્ચખ્ખાણ, કરયુંછેજી, એછઆવસ્યકસંભારવાપછી

૩૧ ઇછામો આણુસઠ્ઠીં કહી નમો ખમાસમણાણં કહી નમોર્હત્ કહીને પુરૂપ, નમોસ્તુવર્દ્ધનાનાય કહે, સ્રી સંસાર દાવાની ત્રણ થોયો કહે

૩૨ નમુથ્થુણં કહી સ્તવન કહેવું પછી

૩૩ વરકનક કહી ભગવાન આદેં વાંદવા પછી

૩૪ જમણોહાથ ઉપધી ઊપર થાપી અઢ્ઢાઈજ્જેસુ કહેવું પછી

૩૫ દેવસિઅ પાયછિત્તનો કાઉસ્સગ્ગ ચારલોગસ્સનો અથવા સોલ નવકારનો કરવો તે કાઉસ્સગ્ગ પારી પછી

૩૬ પ્રગટ લોગસ્સ કહી બેસીને

૩૭ ખમાસમણુ બે દેઇ સઝાયનો આદેશ માગી એક નવકાર

ગણી સઝાય કરીયેં પછી એક નવકાર ગણીયેં

૩૮ પછે દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓનો કાઉસ્સગ્ગ ચાર લોગસ્સનો સંપુર્ણ અથવા સોલ નવકારનો સંપૂર્ણ કરવો એ વડેરે અથવા પોતે પારીને નમોઽર્હત્ કહી લઘુશાંતિ કહેવી પછી

૩૯ પ્રગટ લોગસ્સ કહેવો પછી

૪૦ ઈરિયાવહી તસ્સ ઉત્તર કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહેવો

૪૧ પછી ચઉક્કસાય નમુથ્થુણં કહી જાવંતિ બેકહીઉવસગ્ગહરં જયવીયરાય કહી મુહપત્તિ પડિલેહવી ઈછામિ૦ ઇછાકા૦ સામાયિક પારૂં યથાશકિત ઇછામિ૦ ઇછાકા૦ સામયિક. પાર્યું તહત્તિ કહી પછી

૪૨ જમણોહાથ ઊપધીઉપર થાપી એક નવકાર ગણીને સામાઇઅવયજુત્તો કહેવો પછી

૪૩ થાપેલી થાપના હોયતો એકનવકાર ગણી ઉઠે ॥ ઈતિ દેવસિપ્રતિક્રમણુવિધિ ॥ બાકીઅંતરવિધિવડેરાથીસમજવો.

# ॥ अथ पडिलेहण करवानो विधि ॥

પુર્વ રીતે ઇરિયાવહિ પડિક્કમી જાવત લોગસ્સ કહી ઉભે પગે બેસી મુહપતિ કટાસણું ચવલો વસ્ત્ર કંદોરો આદે પડિલેહવાં પછી-કાજો કાહાડવો પછીકાજો કહાડનાર થાપનાની સામો ઉભો રહી ઇ-

રિયાવહિ પડિક્કમે પછીકાજો પઠવવા જગ્યા સોધિ અણુજાણહજ-સ્સગ્ગો કહી કાજોપઠવે પછી વાર ૩ વોસિરે કહે ॥ ઈતિ પડિલેહણ કરવાની વિધિ ॥

# ॥ अथ देववांदवानोविधि ॥

પ્રથમ ઈરિયાવહિ પડિક્કમવાથી જાવત્ લોગસ્સ કહી પછે ઉ-ત્રાસણ નાંખી ચૈત્યવંદન કહી જયવીઅરાય અડધા કહે વલી બીજુ ચૈત્યવંદન કરે જાવત ચાર થોયો કહી નમુથ્થુણં એવું કહી બીજી ચાર થોયો કહે પછી નમુથ્થુણં કહી બેજાવંતી સ્તવન કહી અડધા જયવીયરાય આભવમખંડા સુધી કહી પછે ચૈત્યવંદન કહી નમુથ્થુણં કહી આખા જયવીયરાય કહેવા સવારે દેવ વાંદવા તેહમાં મન્હજિ-ણાણંની સઝાય કહેવી બપોરે તથા સાંજે દેવ વાંદે તેહમાં સઝાય ન કહેવી ઈતિ ॥

# ॥ अथ राइप्रातिक्रमणविधि ॥

પ્રથમ પુર્વ રીતે સામાયક લીજે પછે કુસુમિણ દુસુમિણનો કાઉસ્સગ્ગ ૪ લોગસ્સનો અથવા ૧૬ નવકારનો કરી પારી પ્રગટ લોગ સ્સ કહેવો પછે ખમાસમણ દેઇ જગચિંતામણીનું ચૈત્યવંદન જયવિયરાય સુધી કહેવું ચાર ખમાસણાં દેઇ ભગવાન આચાર્ય ઉપાધ્યાય સર્વ સાધુ પ્રત્યે વાંદવા ખમાસમણ બે દઈ સઝાયનો આદેશમાગી એક નવકાર ગણીને ભરહેસરની સઝાય કહીને નવ

કાર એક ગણવો પછે ઇચ્છકાર સુહરાઈ પાઠ કહેવો પછે ઈછાકા૦ રાઈ પ્રતિક્રમણે ઠાઉ કહીને જમણો હાથ ઉપધી ઉપર થાપીને

ઈછં સવ્વસવિરાઇય દુચિંતીય૦ કહી પછી નમુથ્થુણં કરેમિભં-તે કહી ઈચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં તસ્સ ઉત્તરી કહી એક લોગસ્સનો અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ પારી પ્રગટ લોગસ્સ કહી સવ્વલોએ અરિહંત કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ પુખ્ખરવરદી૦ સુઅસ્સ૦ વંદણ૦ કહી અતિચારની આઠ ગાથાનો અથવા આઠ નવકારનો કાઉસ્સગ્ગ પારી

સિદ્ધાણું બુદ્ધાણું કહીને ત્રીજા આવસ્યકની મુહપત્તી પડિલેહી વાંદણા બે દેવાં તિહાંથી તે અભ્ભુટ્ઠિઓ ખામિ વાંદણાં બે દીજે તિહાં સુધી દેવસિની રીતે પણ જે ઠેકાણે દેવ-સિયં આવેછે, તે ઠામે રાઇયં કહેવું પછી આયરિયઉવઝાએ કરે-મિભંતે ઇછામિઠામિ કાઉસ્સગ્ગં તસ્સઉત્તરી કહી તપચિંતામણિ અથવા ચાર લોગસ્સનો અથવા સોળનવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પારીને પ્રગટ લોગસ્સ કહી પછી છઠ્ઠા આવસ્યકની મુહપત્તી પડિલેહિને વાંદણાં બે દેવાં તે પછી તીર્થ વંદન કરવું તે પછી યથાશક્તિયેં પચ્ચખ્ખાણ કરવું ઇચ્છાકારેણ સંદીસહ ભગવાન સામાયિક ચઉવ્વિસથ્થો વંદણ પકિક્કમણું કાગસ્સગ્ગ પચ્ચ-ખ્ખાણ કર્યું છે જી એ છ આવશ્યક સંભારવાં પછી પચ્ચખ્ખાણ

કર્યું હોયતો કર્યું છેજી કહેવું, ધાર્યું હોયતો ધાર્યું છેજી ઇમ કહેવું પ-છી ઈચ્છામોઅણુસઠ્ઠિંનમો ખમાસમણાણું નમોઽર્હત્૦ કહીને પછી વિશાલલોચન કહીને નમુથ્થુણું કહી અરિહંત ચેઇયાણું કહીને એક નવકારનો કાઉસ્સગ્ગ પારીને નમોઽર્હત્૦ કહી કલ્લાણ-કંદની પ્રથમ થોય કહેવી પછી

લોગસ્સ પુખ્ખરવરદિ, સિદ્ધાણું બુદ્ધાણું કહી અનુક્રમે ચાર થોયો કહીયેં છીયેં તિહાં સુધી સર્વ કહેવું પછી

નમુથ્થુણું કહી ભગવન આદિ ચારને ચાર ખમાસમણાં એ વાંદવા પછી

જમણો હાથ ઊપધી ઉપર થાપી અડ્ઢાઈજ્જેસુ કહેવું પછી

સીમંધર સ્વામીનું ચૈત્યવંદન સ્તવન જયવીયરાય કાઉસ્સગ્ગ થોય પર્યંત કરવું પછી

ખમાસમણ પૂર્વક શ્રી સિદ્ધાચલનું ચૈત્યવંદન સ્તવન જ-યવીયરાય કાઉસ્સગ્ગ થોય કહીયે ત્યાં સુધી કરવું

સામાયિક પારવાના વિધિની રીતે સામાયક પારવા સુધી કરવું

॥ ઇતિ રાઇ પ્રતિક્રમણની વિધિ

# ॥અથ સમાયિકના બત્રીશદોષ લિખ્યતે॥

## ॥ મનના દશદોષ. ॥

(૧) વૈરી દેખી રીસ કરે (૨) અવિવેક ચિંતવે (૩) અર્થ

ન ચિંતવે (૪) મનમાં ઉદ્વેગ ધરે (૫) યશની વાંછા કરે (૬) વિનય ન કરે (૭) ભય ચિંતવે (૮) વ્યાપાર ચિંતવે (૯) ફળનો સંદેહ રાખે (૧૦) નિયાણું કરે.

## ॥ वचनना दशदोष ॥

(૧) કુવચન બોલે (૨) હુંકારા કરે (૩) પાપ આદેશ દીએ (૪) લવારો કરે (૫) કલહ કરે (૬) આવો, જાઓ કહે (૭) ગાળ બોલે (૮) બાલક રમાડે (૯) વિકથા કરે (૧૦) હાંસીકરે

## ॥ कायाना बारदोष ॥

(૧) આશન ચપળ (૨) ચારે દિશાએ જુએ (૩) સાવદ્ય કામ કરે (૪) આલસ મરડે (૫) અવિનયે બોલે (૬) ઓઠું લેઇ બેસે (૭) મેલ ઊતારે (૮) ખરજ ખણે (૯) પગ ઉપર પગ ચઢાવે (૧૦) અંગ ઉઘાડું મુકે (૧૧) અંગ ઢાંકે (૧૨) ઉંઘે એ સર્વ મળી બત્રીશદોશ સામાયકમાં અજતનાથી લાગેછે, તે નિવારવાનો ખપ કરવો એ વિનંતી છે.

## ॥ श्रथ श्री सीमंधराजिन चैत्यवंदनं ॥

॥ શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી ॥

શ્રી શ્રેયાંસપિતા કુલે, બહુ શોભા તુમારી ॥ ૧ ॥ ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી, વૃષભ લંછને વિરાજમાન

વંદે નરનારી ॥૨॥ ધનુષ પાંચસેં દેહડીએ, સોહીયેં સોવનવાન, કીર્તિ વિજય ઉવઝઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન ॥૩॥

# ॥ अथ श्री सीमंधर चैत्यवंदन ॥

શ્રી સીમંધર જગ ધણી, આભરતે આવો, કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો ॥૧॥ સકળ ભક્ત તુમો ધણીએ, જો હોવે અપનાથ, ભવોભવ હું છું તાહરો, નહીં મેહેલું હવે સાથ ॥૨॥ સયલ સંગ છંડી કરીએ, ચારિત્ર લેઈશું, પાય તુમારા સેવીને શિવરમણી વરીશું ॥૩॥ એ અલજો મુજને ઘણોએ, પૂરો સી-મંધર દેવ, ઈહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ ॥૪॥

# ॥ अथ चोवीशजिननुं चैत्यवंदन ॥

પદ્મપ્રભુને વાસુપૂજ્ય, દોય રાતા કહીએ, ચંદ્રપ્રભુને સુ-વિધિનાથ, દો ઉજ્વલ લહીએ ॥૧॥ મલ્લીનાથને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા, મુનિસુવ્રતને નેમનાથ, દો અંજનસરિખા ॥૨॥ સોલે જિન કંચન સમાએ, એવા જિન ચોવીશ, ધીર વિમલ પંડિત તણો, જ્ઞાન વિમલ કહે શિષ્ય ॥૩॥

# ॥ अथ श्री शत्रुंजय चैत्यवंदन ॥

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિવારે, ભાવ ધરીને જે ચડે તેને ભવપાર ઉતારે ॥૧॥ અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ

તીર્થનો રાય, પૂર્વ નવાણુ રિખવ દેવ, જ્યાં ઠવિઆ પ્રભુ પાયા॥૨॥ સૂરજ કુંડ સોહામણો, કવિડજક્ષ અભિરામ, નાભિરાય કુલમંડણો, જિનવર કરૂ પ્રણામ ॥૩॥

## ॥ अथ श्री परमात्मानुं चैत्यवंदन ॥

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ, જય જગગુરૂ દેવાધિદેવ, નયણે મેં દીઠ્ઠ ॥૧॥ અચલ અકલ અવિકાર સાર, કરૂણા રસસિંધુ, જગતિજન આધાર એક, નિ:કારણ બંધુ॥૨॥ ગુણ અનંત પ્રભુ તાહરાએ, કિમહી કહ્યા ન જાએ, રામપ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય ॥૩॥

## ॥ अथ श्री जिन नवअंग पूजाना दोहा॥

જલ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત, રૂષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત ॥૧॥ જાનુબલે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશવિદેશ, ખડાં ખડાં કેવલ લહ્યું, પૂજો જાનુ નરેશ ॥૨॥ લોકાંતિક વચને કરી, વરષ્યા વરશીદાન, કરકાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુમાન ॥૩॥ માન ગયો દોય અંશથી, દેખી વિરજ અનંત, ભુજા બળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત ॥૪॥ સિદ્ધ શિલા ગુણ ઊજવલી, લોકાંતે ભગવંત, વસીયા તેણે કારણ ભવિ, શિર શિખા પૂજંત ॥ ૫ ॥ તીર્થંકર પદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત, ત્રિભુવન તિલક

સમા પ્રભુ, ભાલતિલક જયવંત ॥૬॥ સોલપહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ, મધુર દ્વનિ સુરનર સુણે, તેણે ગલે તિલક અમુલ્ય ॥૭॥ હૃદય કમલ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ, હિમ દહેવનખંડને, હૃદય તિલક સંતોષ ॥૮॥ રત્ન ત્રયી ગુણ ઉજવલી, સકળ સુગુણ વિસરામ, નાભિ કમળની પૂજના, કરતાં અવિચળ ધામ ॥૯॥ ઊપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જીણંદ, પૂજો બહુ વિધ રાગથી, કહે શુભ વીરમુણિંદ ॥૧૦॥

॥ ઈતિ શ્રી જીન નવ અંગ પૂજાના દોહા ॥

## ॥श्री संखेश्वर पार्श्वजिनछंद॥

સેવો પાસ સંખેશ્વરો મન શુદ્ધે, નમો નાથ નિશ્ચે કરી એક બુદ્ધે, દેવી દેવલાં અન્યને શું નમોછો, અહો ભવ્ય લોકો ભુલા કાં ભમોછો ॥૧॥ ત્રીલોકના નાથને શું તજોછો, પડયા પાસમાં ભુતડાને ભજો છો, સુર ધેનુ છંડી અજાને શું અરજો છો, મહા પંથ મુકી કુપંથે વ્રજો છો ॥૨॥ તજે કોણ ચીંતામણી કાચ માટે, ગ્રહે કોણ રાસભને હસ્તી સાટે, સુર દ્રુમ ઉપાડી આક કુણ વાવે, મહા મૂઢ તે આકુળા અંત પાવે ॥૩॥ કીંહાં કાંકરોને કીંહાં મેરૂ શૃંગં, કીહાં કેસરીને કીહાં તે કુરંગં, કીંહાં વિશ્વનાથં, કીંહાં અન્ય દેવા, કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા ॥૪॥ પુજો દેવી પ્રભાવતી પ્રાણનાથં. સહુ જીવને જે કરે

છે સનાથં, મહા તત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેના દુઃખદાળીદ્ર દુરે પળાવે ાાપાા પામી માનુવોને વૃથા કાં ગમો છો, કુશીલે કરી દેહને કાં દમો છો, નહીં મુક્તી વાસં વિના વાતરાગં ભજો ભગવંતં તજો દ્રષ્ટી રાગં ાા૬ાા ઉદયરત્ન વાચે સદા હેત આણી, દયા ભાવ કીજે પ્રભુ દાસ જાણી, આજ મારે મોતી અડે મેહ વુઠ્યા, પ્રભુ પાસ સંખેશ્વરો આપ ત્રુઠ્યા ાા૭ાા

## ।।अथ श्रीवीतरागाष्टकं।।भुजंगप्रयातछंद।।

શિવં શુદ્ધ બુદ્ધં પરં વિશ્વનાથં, ન દેવો ન બંધુ ર્ન કર્મ ન કર્તા, ન અંગં ન સંગં નચેચ્છા ન કામં, ચિદાનંદ રૂપં નમો વીતરાગં ાા૧ાા ન બંધો ન મોક્ષો ન રાગા દિલોકં, ન યોગં ન ભોગં ન વ્યાધિર્ન શોકં, ન ક્રોધં ન માનં ન માયા ન લોભં, ચિ૦ાા૨ાા ન હસ્તો ન પાદૌ ન ઘ્રાણં ન જિવ્હા, ન ચક્ષુર્ન કર્ણં ન વક્ત્રં ન નિદ્રા, ન સ્વામી ન ભૃત્યં ન દેવો ન મર્ત્યં ાાચિ૦ાા૩ાા ન જન્મ ન મૃત્યુર્ન મોહં ન ચિંતા, ન ક્ષુદ્રો ન ભીતો ન કૃશ્યં ન તુંદ્રા, ન સ્વેદં ન ખેદં ન વર્ણં ન મુદ્રા ાાચિ૦ાા૪ાા ત્રિદંડે ત્રિખંડે હરે વિશ્વનાથં, રૂષીકેશ વિધ્વસ્ત કર્મારિજાલં, ન પુણ્યં ન પાપં ન ચાક્ષાદિ પ્રાણં ાાચિ૦ાા૫ાા ન બાલો ન વૃદ્ધો ન તુચ્છો ન મૂઢો; ન ખેદં ન ભેદં ન મુર્ત્તિર્ન મેહા, ન કૃષ્ણં ન શુકલં ન મોહં ન તંદ્રા

॥ચિં૦૬॥ન આદ્યં ન મધ્યં ન અંતં ન માન્યા, ન દ્રવ્યં ન ક્ષેત્રં ન દ્રષ્ટા ન ભાવા, ન ગુંવા ન શિષ્યો ન હીનં ન દીનં ॥ચિં૦ ૭॥ ઇદં જ્ઞાનરૂપં સ્વયં તત્ત્વવેદી, ન પૂર્ણં ન શૂન્યં ન ચૈત્યસ્વરૂપી, ન અન્યોન્ય ભિન્નં ન પરમાર્થ મેકં ॥ચિં૦૮॥ શાર્દૂલવિક્રીડિતંવૃત્તં, આત્મારામ ગુણાકરં ગુણનિધિં ચૈતન્ય રત્નાકરં, સર્વે ભૂતગતાગતે સુખદુઃખે જ્ઞાતે ત્વયા સર્વગે, ત્રૈલોક્યાધિપતે સ્વયં સ્વમનસા, ધ્યાયંતિ યોગીશ્વરા, વંદે તં હરિવંશહર્ષહૃદયં શ્રીમાન્ હૃદાભ્યુદ્યતં ॥૯॥ ઇતિ ॥

# ॥ स्तवन प्रभातीयुं ॥

પ્રભાતે ઉઠીને માતા મુખડા જોવે ॥ એ દેશી ॥

આવી રૂડી ભગતી મે પહેલાં ન જાણીરે પ્રભુ પહેલાં ન જાણી, સંસારની માયામાં મેં વિલોવ્યું પાણી ॥એ આંકણી॥

કલ્પતરૂનાં ફળ લાવીને, જે જિનવર પુજે; કાલ અનાદિ કર્મતે સંચીત, સત્તાથી ધ્રુજે ॥આ૦૧॥ થાવર તિરિનરયા યવએ દુર્ગે, દગવિગલાલીજે; સાધારણ નવમે ગુણઠાણે ધૂરભાગે છીજે ॥આ૦૨॥ કેવળ પામીને શિવગતિ ગામી, શૈલેશીઠાણે; ચરમ સમય દોએ માંહે સ્વામી, અંતિમ ગુણઠાણે આ૦૩॥ બાકી નામ કરમની પયડી, તે સઘળી જાવે; અજર અમર નિકલંક સ્વરૂપે, નિઃકર્મા થાવે આ૦૪જે સિદ્ધ કેરીપડિમા

પુજે, તે સિદ્ધ મયી હોવે; નાહી ધોઈ નિર્મળ ચિતે, આરીસો જોવે ।। આ૦ ૫।। કર્મ સૂડણ તપ કેરી પુજા; ફળ તે નર પાવે, શ્રી શુભ વીર સ્વરૂપ વિલોકી, શિવ વહુ ઘર આવે ।।આ૦૬।।

# ॥ स्तवन प्रभातीयुं ॥

પાસ સંખેસરા સાર કર સેવકાં, દેવ કાં એવડી વાર લાગે; કોડી કરજોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે ।।૦।। ૧।। પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો; મુજ મહીરાણ મંજુસમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો ।।પા૦૨।। જગતમાં દેવ જગદિશતું જાગતો, એમ શું આજ જીનદાજ ઉંઘે; મોટો દાનેશ્વરી તેહને દાખીયે, દાન દીયે જે જગકાલ મધે ।।પા૦ ૩।। ભીડ પરી જાદવા જોર લાગી જરા, તતક્ષીણ ત્રીકમે તુજ સંભાર્યો; પ્રગટ પાતાળથી પલકમાં તે પ્રભુ ભકતજન તેહનો ભય નિવાર્યો ।। ૦૪।। આદી અનાદી અરિહંત તું એકછે, દીનદયાળ છે કુણ દુજો, ઉદય રત્ન કહે અસુરનું શુ ગજું; માનરયો રખે મહારાજ જુઠો ।।પા૦૫।।

# ॥ अथ सीमंधरजिनस्तवन ॥

સુણો ચંદાજી, સીમંધર પરમાતમ પાસે જાજો; મુજ વિનતડી. પ્રેમ ધરીને એણીપેરે તુમે સંભલાવજો ।। એ આંકણી।।

જે ત્રણભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે,

નાણ દરિસણ જેહને ખાયક છે ાા સુણો૦૧ાા જેની કંચનવરણી કાયાછે, જસ ધોરી લંછન પાયાછે; પુંડરીગિણિ નગરીના રાયા છોાસુણો૦ાા બાર પર્ષદામાંહિ બિરાજેછે, જસ ચોત્રીશ અતિશય છાજેછે; ગુણ પાંત્રીશ વાણીયે ગાજેછોા સુણો૦ ૩ાા ભવિ જનને તે પડિબોહેછે, તુમ અધિક શિતલ ગુણ શોહેછે; રૂપ દેખી ભવિજન મોહેછે ાા સુણો૦૪ાાતુમ સેવા કરવા રશીઓછું, પણ ભરતમાં દુરે વસીઓછું; મહા મોહરાય કર ફશીઓછું ાાસુણો૦પાા પણ સાહિબ ચિત્તમાં ધરીયોછે, તુમ આણા ખડગ કર ગ્રહીયો છે, પણ કાંઇક મુજથી ડરીયોછે ાા સુણો૦૬ાા જીન ઉત્તમ પુંઠ હવે પુરો, કહે પદ્મવિજય થાઉ શૂરો; તોવાધે મુજ મન અતિ નુરો ાાસુણો૦૭ાા

## ॥ अथ श्री तीर्थमालास्तवन ॥

શત્રુંજે રીષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યારે; સિદ્ધા સાધુ અનંત, તીરથ તે નમુંરે; તિન કલ્યાણક તિહાં થયાં, મુગતે ગયારે, નેમીસર ગિરનાર ાા તી૦ ૧ાા અષ્ટાપદ એક દેહરો, ગિરિસેહરોરે; ભરતે ભરાવ્યાં બિંબ ાાતી૦ાા આબુ ચોમુખ અતિ ભલો, ત્રિભુવન તિલોરે; વિમલ વસે વસ્તુપાલ ાાતી૦ ૨ાા સમેત શિખર સોહામણો, રળીયામણોરે; સિદ્ધા તીર્થંકર વીશ ાાતી૦ાા નયરી ચંપા નિરખીયે, હૈયે હરખીયેરે; સિદ્ધા શ્રી વાસુપૂજ્ય ાાતી૦૩ાા પૂર્વદિશે પાવાપુ-

રી, રીદ્ધે ભરીરે; મુક્તિ ગયા મહાવીર ાાતી૦૪ાા જેશલમેર જુહારીયે, દુઃખ વારીયેરે; અરિહંત બિંબ અનેક ાાતી૦૪ાા વિકાનેરજ વંદીયે, ચિરનંદીયેરે; અરિહંત દેહરાં આઠ ાાતી૦ાા સોરિસરો સંખેશ્વરો પંચાસરોરે ફલોધીથંભણ પાસ ાાતી૦ પાા અંતરિક અજાવરો, અમીઝરોરે, જીરાવલો જગનાથ ાા તી૦ાા ત્રેલોકય દીપક દેહરો, જાત્રા કરોરે; રાણપુરે રિસહે-શ ાાતી૦૬ાા શ્રીનાડુલાઈ જાદવો, ગોડિસ્તવોરે; શ્રીવરકાણો પાસ ાાતી ૦ાા નંદીશ્વરનાં દેહરાં, બાવન ભલાંરે; રૂચક કુંડલે ચાર ચાર ાા-તી૦ાા શાશ્વતી અશાશ્વતી, પ્રતીમા છતિરે; સ્વર્ગ મૃત્યુ પાતાલ ાા૦ાા તીરથ જાત્રા ફલ તિહાં, હોજો મુજ ઈહાંરે; સમય સુંદર કહે એમ ાાતી૦૮ાા ઈતિ ાા

## ॥ अथ श्री सिद्धभगवाननुंस्तवन ॥

॥ સિદ્ધની શોભારે શી કહુ, એ આંકણી ॥ સિદ્ધ જગત શિર શોભતા, રમતા આતમરામ; લક્ષ્મી લીલાની લેહેરમાં, સુખિયા છે શિવ ઠામ ॥સિ૦૧॥ માહાનંદ અમૃત પદ નમો, સિદ્ધિ કૈવલ્ય નામ; અપુનર્ભવ બ્રહ્મપદ વલી, અક્ષય સુખ વિશરામ ॥ સિ૦ ૨॥ સંશ્રેય નિશ્રેય અક્ષરા, દુઃખ સમસ્તની હાણ; નિવૃતિ અપવર્ગતા, મોક્ષ મુક્તિ નિરવાણ॥ સિ૦૩॥ અ-ચલ મહોદય પદ લહ્યું, જોતા જગતના ઠાઠ; નિજ નિજ રૂપેરે જૂજૂઆ, વિત્યાં કર્મ તે આઠ ॥સિ૦૪॥ અગુરૂ લઘુ અવગાહના, નામે વિકસે વદન; શ્રી શુભવીરને વંદતાં, રહિયે સુખમાં મગન. સિ૦ાાપાા ઈતિ.

## ॥गोर्मीपारसनाथनुं स्तवन ॥

કીરપા કરોરે ગોડી પાસ જીનેસર ॥ તુંમ સ્વામી અં-તરજામી ॥ ટેક ॥ ઉંચે ઉંચે ગઢપર પાસજી બીરાજે ॥ ચારે તરફ જ્ઞાની જ્ઞાની ॥ કીરપા૦॥૧॥ લીલવરણ તોરો અંગ બી-રાજે ॥ બદનોકી જાઉ બલીહારી ॥ કીરપા૦૨॥ બાંહે બાજુબંધ બેરખાં બીરાજે ॥ કુંડળકી છબ હે ન્યારી ॥ કીરપા૦॥૩॥ ધુંડત ધુંડત મેં પ્રભુ પાયો ॥ પુરણ પદવી અબ પાઈ ॥ કીરપા૦॥૪॥ નાથ નીરંજન નામ તુમારો ॥રૂપચંદ પદવી પાઈ ॥કીરપા૦૫॥

## ॥ आदिश्वर जगवाननुं स्तवन ॥

કીરપા કરોની આદીશ્વર બાવા ॥ કેસા ધ્યાન લગાયા હે ॥ કીરપા૦ ટેક ॥ કર ઉપર કર અધીક બિરાજે ॥ આસનગર જુમાયા હે ॥કીરપા ૧ ॥ ગમના ગમની વારન સાચી॥ શિવ રમણીકું ધાયા હે ॥ કીરપા ૨ ॥ આપ તરે ઓરનકું તારે ॥ અઇ બીદુદરા આયા હે ॥ કીરપા ૩॥ પ્રેમ પદારથ ઇછા પુરે॥ શાંતી કુશળ ગુણ ગાયા હે ॥કીરપા ૪॥

## ॥ नेमनाथनुं स्तवन ॥

હાંરે કીને દેખા હમેરા સ્વામી ॥ સ્વામીજી અંતરજામીરે ॥કીને૦॥ ટેક ॥ આઠ ભવકી પ્રીત પ્રકાશી ॥ નવમે ગયા શિવ

ગામીરે ।।કીને૦।।૧।। સેસાવનકી કુંજગલનમે ।। મળ્યા મુને અંતરજામીરે ।।કીને૦।।૨।। આપ ચલે ગીરનારે ઉપર ।। નારી તારી કેવળ પામીરે ।।કીને૦।।૩।। કહે નથુ પ્રભુ નેમ નગીના ।। કહુંછું આજ શિર નામીરે ।।કીને૦ ।।૪।।

---

બલીહારી જાઊ વારી, મહાવીર તોરી સમોસરણકી બ-લીહારી ।।આંકણી।। ત્રણ ગઢ ઊપર તખત બિરાજે ।। બેઠીછે પરખદા વારી ।। મહાવીર ।।૧।। વાણી જોજન સહુ કોઇ સાંભ-ળે, તાર્યાછે નર ને નારી ।। મહા ૨ ।। આનંદ ધન પ્રભુ એણી પેરે બોલે, આવા તે ગમન નીવારી ।।મહા૦।।૩।।

---

સુરત મોહનગારી જીનંદા તોરી સુરત મોહનગારી ।। આંકણી ।। દરીશન તોરો મોકુ દરશન દેવે ।। ઊનકી મેહે બ-લીહારી ।। જીનંદા ।।૧।। હરી હર બ્રહ્મા મોરે દીલઉ ન આવત લાગત એ મોએ પ્યારી ।।જીનંદા ૨।। ત્રીસલા માતા મલ્હારજ ગાવે ।। પાવત શીવ દરગાજી ।।જીનંદા ૩।।

---

ગોકુળીએ લઇ ચાલો હરી ઓધવરાજ હમને ।। એ રાગ ।।

કોણુ કરે જંજાળ જગમેં જીવના થોડા ।। આકણી ।। માત પીતા તોકું જનમ દીઓ હે ।। કરમ દીઓરે કીરતાર ।।જગમે૧।। જુઠીરે કાયા ને જુઠીરે માયા ।। જુઠા સબ સંસાર

॥જગમે ૨॥ કોઈ મરે દશ વીસ વરસમેં ॥ કોઈ બુઢા કોઈ બાળા ॥ જગમે ૩॥ એહી સંસાર હે ઉસકા પાણી ॥ ધુપ પડે મરજાય ॥ જગમે ૪॥ એહી સંસાર હે અદકી ખાડીઆ ॥ જે ફીર આવે કોઈ વાર ॥ જગમેં૦॥ ૫ ॥ ચેતન રાય સમજ કર ચાલો ॥ જીઉ પામો ભવપાર ॥ જગમે ૬॥

॥ દુહા ॥

## ॥ पुनप्रकाशनुं स्तवन ॥

સકળ સિદ્ધિ દાયક સદા ॥ ચોવીસે જીનરાય ॥ સહગુરૂ સામિની સરસતી॥ પ્રેમે પ્રણમું પાય ॥૧॥ ત્રિભુવનપતી ત્રિસલા તણો ॥ નંદન ગુણ ગંભીર ॥ શાસન નાયક જગજયો ॥ વર્ધમાન વડવીર ॥૨॥ એક દિન વીર જીણંદને ॥ ચરણે કરી પ્રણામ ॥ ભવિક જીવના હિત ભણી ॥ પૂછે ગૌતમ સ્વામ ॥૩॥ મુક્તિ મારગ આરાધિએ ॥ કહો કિણ પરે અરિહંત ॥ સુધા સરસ તવ વચન રસ ॥ ભાખે શ્રી ભગવંત ॥૪॥ અતીચાર આળોઇએ ॥ વ્રત ધરિએ ગુરૂશાખ॥ જીવ ખમાવો સયળજે॥ યોનિ ચોરાશી લાખ ॥ ૫ ॥ વિધિશું વળિ વોશરાવિએ ॥ પાપસ્થાન અઢાર॥ ચાર શરણ નિત્ય અનુસરે ॥ નિંદો દુરિત આચાર ॥૬॥ શુભ કરણી અનુમોદિએ ॥ ભાવ ભલો મન આણી ॥ અણસણ અવસર આદરી ॥ નવપદ જપો સુજાણ ॥૭॥ શુભગતિ આરાધન તણા ॥ એછે દશ અધિકાર ॥ ચિત્ત આણિને આદરો જેમ પામો ભવપાર ॥૮॥

॥ ઢાળ પેહેલી ॥

॥ કુમતીએ છેડી કીહા રાખી ॥ એ દેશી ॥

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વિરજ॥ એ પાંચે આચાર॥ એહ તણા એહ ભવ પરભવના ॥ આલોઇએ અતિચારરે ॥ પ્રાણી, જ્ઞાન ભણો ગુણખાણી વીરવદે એમ વાણીરે ॥પ્રા૦૧॥ એ આંકણી ॥ ગુરૂ ઓળવીએ નહી ગુરૂ વિનય ॥ કાળે ધરી બહુ માન॥ સુત્ર અરથ તદુભય કરી સુધાં ॥ ભણીએ વહી ઉપધાનરે ॥પ્રા૦॥ જ્ઞા૦॥૨॥ જ્ઞાનોપગરણ પાટી પોથી ॥ ઠવણી નોકરવાલી ॥ તેહ તણી કીધી આસાતના ॥ જ્ઞાન ભક્તિ ન સંભાળીરે॥પ્રા૦॥જ્ઞા૦ ॥૩॥ ઇત્યાદિક વિપરીતપણાથી જ્ઞાન વિરાધ્યું જેહ ॥ આભવ પરભવ વળીરે ભવોભવ ॥ મિછા દુક્કડ તેહરે ॥પ્રા૦॥ જ્ઞા૦॥૪॥ પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી વીરવદે એમ વાણીરે ॥પ્રા૦॥સ૦॥ જીનવચને શંકા નવિ કીજે॥નવિ પરમત અભિલાખ॥સાધુ તણી નિંદા પરિહરજો॥ ફળ સંદેહ માં રાખરે ॥પ્રા૦॥સ૦॥૫॥ મૂઢપણું છંડો પરશંસા ગુણવંતને આદરિએ॥ સામીને ધરમે કરી થીરતા ॥ ભક્તિ પ્રભાવના કરિએરે ॥ પ્રા૦ ॥ સ૦ ॥૬॥ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે ॥ અવર્ણવાદ મન લેખો ॥ દ્રવ્ય દેવકો જે વિણસાડયો ॥ વિણસંતો ઉવેખ્યોરે ॥પ્રા૦॥ સ૦ ॥ ૭ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી ॥ સમકિત ખંડયું જેહ ॥ આભવ પરભવ વળીરે ભવોભવ ॥ મીછામિદુકડ તેહરે ॥પ્રા૦॥સ૦॥૮॥ પ્રાણી

ચારિત્ર લ્યો ચિત આણી ॥ પંચ સુમિતી ત્રણ ગુપતી વિ-રાધી ॥ આઠે પ્રવચન માય ॥ સાધુતણે ધરમે પરમાદે ॥ અશુદ્ધ વચન મન કાયરે ॥પ્રા૦॥ચા૦॥૯॥ શ્રાવકને ધર્મે સામાયક ॥ પો-સહમાં મન વાળી ॥ જે જયણા પુર્વક જે આઠે ॥ પ્રવચન માય ન પાળીરે ॥પ્રા૦॥ચા૦॥ ૧૦॥ ઈત્યાદિક વિપરીતપણાથી ચા-રિત્ર ડાહોળ્યું જેહ ॥ આભવ પરભવ વળીરે ભવોભવ ॥ મી-છા દુકડ તેહરે ॥પ્રા૦ચા૦॥ ૧૧॥ બારે ભેદ તપ નવિ કીધો ॥ છતે જોગે નિજ શકતે ॥ ધર્મે મન વચ કાયા વિરજ ॥ નવિ ફોરવીઊ ભગતેરે ॥પ્રા૦ચા૦॥૧૨॥ તપ વિરજ આચાર એણી પરે ॥ વિવિધ વિરાધ્યાં જેહ ॥ આભવ પરભવ વળીરે ભવો ભવ,મીચ્છામિદુકડ તેહરે॥પ્રા૦ચા૦॥૧૩॥ વળીય વિશેષે ચારિ-ત્રકેરા અતિચાર આલોઇએ, વીરજીણેસર વયણ શુણીને ॥ પાપ મેલ સવી ધોઇએરે ॥પ્રા૦ચા૦॥૧૪॥

॥ ઢાળ બીજી ॥

॥ પામી સુગુરૂ પસાય ॥ એ દેશી ॥

પૃથ્વી પાણી તેઉ ॥ વાયુ વનસ્પતી ॥ એ પાંચે થાવર કહ્યાએ ॥૧॥ કરી કરસણ આરંભ ॥ ખેત્ર જે ખેડીયાં ॥ કુવા તલાવ ખણાવીયાએ ॥૨॥ ઘર આરંભ અનેક ॥ ટાંકાં ભુઈરાં મેડી માળ ચણાવીઆએ ॥૩॥ લીંપણ ધુંપણ કાજ ॥ એણી પરે પરેપરે ॥ પૃથવી કાય વિરાધીયાએ ॥૪॥ ધોયણ નાહણ પાણીરે ઝીલણ અપકાય ॥ છોતિ ધોતિ કરી દુહવ્યાએ ॥૫॥ ભાઠી

ગર કુંભાર ॥ લોહ સુવનગરા ॥ ભાડભુંજા લીહાલા ગરાએ॥૬ તાપણ સેકણ કાજ ॥ વસ્ત્ર નિખારણ ॥ રંગણ રાંધણ રસવતિએ ॥૭॥ એણીપરે કર્મા દાન ॥ પરે પરે કેલવી ॥ તેઉ વાયુ વિરાધીયાએ ॥૮॥ વાડી વન આરામ ॥ વાવી વનસ્પતી પાન ફુલ ફળ ચુંટીયાંએ ॥૯॥ પુંહક પાપડી સાક ॥ સેકયાં સુકવ્યાં ॥ છેદયાં છુંદયાં આથીયાંએ ॥૧૦॥ અળશીને એરંડા ઘાણી ઘાલીને ॥ ઘણા તિલાદિક પીલીયાએ ॥૧૧॥ ઘાલી કોલુ માંહે ॥ પીલી સેલડી ॥ કંદમૂળ ફળ વેચીયાંએ ॥૧૨॥ એમ એકંદ્રી જીવ ॥ હણ્યા હણાવીયા ॥ હણતાં જે અનુમોદિયાએ ॥૧૩॥ આભવ પરભવ જેહ ॥ વલીય ભવોભવે ॥ તે મુજ મીછાદુકડંએ ॥૧૪॥ ક્રમી સરમીયા કીડા ॥ ગાડર ગંડોલા ॥ એલ પુરાં ને અલશીયાંએ ॥૧૫॥ વાળા જળો ચુડેલ ॥ વિચલીત રસ તણા ॥ વળી અથાણાં પ્રમુખનાએ ૧૬ એમ બેરંદ્રિ જીવ ॥ જેહમે દુહવ્યા ॥ તે મુજ મીછાદુકડંએ ॥૧૭॥ ઊંધેહી જુ લીખ ॥ માંકણ મંકોડા ॥ ચાંચડ કીડી કુંથુઆએ ॥૧૮॥ ગધીઆં ઘીમેલ કાનખજુરીયા ॥ ગીંગોડા ધનેરીયાંએ ॥૧૯॥ એમ તેરંદ્રી જીવ ॥ જેહ મેં દુહવ્યા ॥ તે મુજ મીછાદુકડંએ ॥૨૦॥ માંખી મછર ડાંસ ॥ મસા પતંગીયાં ॥ કંસારી કોલિયાવડાએ ॥૨૧॥ ઢીંકણ વિછુ તીડ ॥ ભમરા ભમરીયો ॥ કોતાંબગ ખડમાંકડીએ ॥૨૨॥ એમ ચોરંદ્રી જીવ ॥ જેહ મેં દુહવ્યા॥ તે મુજ મીછાદુકડંએ ॥૨૩॥ જળમાં

નાંખી જાળરે ॥ જળચર દુહુવ્યા ॥ વનમાં મૃગ સંતાપી-
યાએ ॥૨૪॥ પીડ્યા પંખી જીવ ॥ પાડી પાસમાં ॥ પોપટ
ઘાલ્યા પાંજરેએ ॥૨૫॥ એમ પંચેંદ્રી જીવ ॥ જે મેં દુહુવ્યા॥
તે મુજ મીછાદુકડંએ ॥૨૬॥

॥ ઢાળ ત્રીજી ॥

॥ વાણી પ્રાણી હિતકારીજી ॥ એ દેશી ॥

ક્રોધ લોભ ભય હાંસથીજી ॥ બોલ્યા વચન અસત્ય॥ કુડ કરી ધન પારકાંજી ॥ લીધાં જેહ અદત્તરે ॥ જીનજી મી-છા દુકડં આજ॥ તુમ સાખે માહારાજરે ॥જીનજી॥ દેઈ સારૂં કાજરે ॥ જીનજી ॥ મીછા દુકડં આજ॥ એ આંકણી ॥ દેવ મનુષ્ય ત્રિજંચનાંજી॥ મૈથુન સેવ્યાં જેહ॥ વિષયા રસ લં-પટપણેજી ॥ઘણુ વિટંબ્યો દેહરે ॥ જીનજી૦॥૨॥ પરિગ્રહની મમતા કરીજી ॥ ભવે ભવે મેલી આથ ॥ જે જીહાંની તે તી-હાં રહીજી ॥ કોઇ ન આવી સાથરે ॥ જીનજી૦૩॥ રયણી ભો-જન જે કરયાંજી ॥ કીધાં ભક્ષ અભક્ષ ॥ રસના રસની લાલ-ચેજી ॥પાપ કર્યાં પ્રત્યક્ષરે ॥જીનજી૦॥૪॥ વ્રત લેઈ વિસારી-યાંજી ॥ વળીભાગ્યાં પચખાણ ॥ કપટ હેતુ કીરીયા કરીજી॥ કીધાં આપ વખાણરે ॥ જીનજી૦॥૫॥ ત્રણે ઢાળે આઠે દુહેજી ॥ આલોયા અતિચાર ॥ શિવ ગતિ આરાધન તણોજી ॥ એ પેહેલો અધિકારરે ॥જીનજી૦ ૬॥

॥ ઢાળ ચોથી ॥

॥ સાહેલડીજી ॥ એ દેશી ॥

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે ॥ અથવા લ્યો વ્રતબાર તો ॥ યથાશકિત વ્રત આદરી સાહેલડીરે ॥ પાળો નિરતિચાર તો ॥૧॥ વ્રત લીધાં સંભારીએ ॥સા૦॥ હૈડે ધરીએ વિચારતો ॥ શિવગતિ આરાધન તણો ॥સા૦॥ એ બીજો અધિકારતો॥૨ જીવ સવે ખમાવીએ ॥સા૦॥ યોનિ ચોરાશી લાખતો ॥ મન શુદ્ધે કરી ખામણાં ॥સા૦॥ કોઈશું રોષ ન રાખતો ॥૩॥ સર્વ મિત્ર કરી ચિંતવો ॥સા૦॥ કોઈ ન જાણો શત્રુતો ॥ રાગદ્વેષ એમ પરિહરો ॥સા૦॥ કીજે જન્મ પવિત્રતો ॥૪॥ સામી સંઘ ખમાવીએ ॥સા૦॥ જે ઉપની અપ્રીતતો ॥ સજજન કુટુંબ કરી ખામણાં ॥સા૦॥ એ જીન શાસન રીતીતો ॥૫॥ ખમીએ ને ખમાવિએ ॥સા૦॥ એહજ ધર્મનું સારતો ॥ શિવગતિ આરાધન તણો ॥સા૦॥ એ ત્રીજો અધિકાર તો ॥૬॥ મૃષાવાદ હિંસા ચોરી ॥સા૦॥ ધન મુરછા મૈથુનતો ॥ ક્રોધ માન માયા તૃષ્ણા ॥સા૦॥ પ્રેમ દ્વેષ પૈશુન્યતો ॥૭॥ નિંદા કલહ ન કીજીએ ॥સા૦ ॥ કુડો ન દીજે આળ તો ॥ રતિ અરતિ મિથ્યા તજો ॥સા૦॥ માયા મોહ જંજાળતો ॥૮॥ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિએ ॥સા૦॥ પાપસ્થાન અઢારતો ॥ શિવગતિ આરાધનતણો ॥ સા૦॥ એ ચોથો અધિકારતો ॥૯॥

॥ ઢાળ પાંચમી ॥

॥ હુવે નિસુણો ઈહાં આવીયા એ દેશી ॥

જનમ જરા મરણે કરી એ ॥ એ સંસાર અસારતો ॥ કર્યાં કર્મ સહુ અનુભવે એ ॥ કોઈ ન રાખણહારતો ॥ ૧ ॥ શરણ એક અરિહંતનું એ ॥ શરણ સિદ્ધ ભગવંત તો ॥ શરણ ધર્મ શ્રી જૈનનો એ ॥ સાધુ શરણ ગુણવંત તો ॥ ૨ ॥ અવર મોહ સવિ પરિહરીએ ॥ ચાર શરણ ચિત્ત ધાર તો ॥ શિવગતિ આદાધન તણો એ ॥ એ પંચમો અધિકારતો ॥૩॥ આભવ પરભવ જે કર્યાં એ ॥ પાપ કર્મ કેઈ લાખ તો ॥ આત્મ સાખે તે નિંદીએ એ ॥ પડિકમિએ ગુરૂ સાખતો ॥ ૪ ॥ મિથ્યા મતિ વર્તાવિયા એ ॥ જે ભાખ્યાં ઉત્સૂત્ર તો ॥ કુમતિ કદાગ્રહને વશે એ ॥ જે ઉથાપ્યાં સૂત્ર તો ॥૫॥ ઘડ્યાં ઘડાવ્યાં જે ઘણાંએ॥ ઘરટી હળ હથીયાર તો ॥ ભવ ભવ મેલી મુકીયાં એ॥ કરતાં જીવ સંહારતો ॥૬॥ પાપ કરીને પોષીયાં એ॥ જનમ જનમ પરિવારતો ॥ જનમાંતર પોહોત્યા પછીએ ॥ કોણે ન કીધી સારતો ॥૭॥ આ ભવ પરભવ જે કર્યાં એ ॥ એમ અધિકરણ અનેક તો ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ॥ આણી રૂદય વિવેક તો ॥૮॥ દુષ્કૃતનિંદા એમ કરીએ॥ પાપ કરો પરિહાર તો॥ શિવગતિ આરાધન તણો એ॥ એ છઠ્ઠો અધિકાર તો ॥૯॥

॥ ઢાળ છઠી ॥

આધે તું જોયને જીવડા ॥ એ દેશી ॥

ધનધન તે દિન માહરો ॥ જીહાં કીધો ધર્મ ॥ દાન શિયળ તપ ભાવના ॥ ટાળ્યાં દુષ્કૃત કર્મ ॥ ધન૦ ॥ ૧ ॥ શેત્રુંજાદિક તીર્થની ॥ જે કીધી જાત્ર ॥ જુગતે જીનવર પુજીયા ॥ વળી પોખ્યાં પાત્ર ॥ ધન૦ ॥ ૨ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયાં ॥ જીણુહર જીનચૈત્ય ॥ સંઘચતુરવિધ સાચવ્યા ॥ એ સાતે ખેત્ર ॥ ધન૦ ॥ ૩ ॥ પડિકમણાં સુપરે કર્યાં ॥ અનુકંપા દાન ॥ સાધુ સૂરિ ઉવઝાયને ॥ દીધાં બહુમાન ॥ ધન૦ ॥ ૪ ॥ ધર્મ કાજ અનુમોદિએ એમ વારોવાર ॥ શિવગતિ આરાધન તણો એ સાતમો અધિકાર ॥ ધન૦ ॥ ૫ ॥ ભાવ ભલો મન આણીએ ॥ ચિત્ત આણી ઠામ ॥ સમતા ભાવે ભાવીએ એ આતમરામ ॥ ધન૦ ॥ ૬ ॥ સુખ દુઃખ કારણ જીવને ॥ કોઈ અવર ન હોય ॥ કર્મ આપ જે આચર્યાં ॥ ભોગવિએ સોય ॥ ધન૦ ॥ ૭ ॥ સમતા વિણ જે અનુસરે ॥ પ્રાણી પુન્ય કામ ॥ છાર ઉપર તે લીપણું ॥ ઝાંખર ચિત્રામ ॥ ધન૦ ॥ ॥ ૮ ॥ ભાવ ભલિપરે ભાવીએ ॥ એ ધર્મનો સાર ॥ શિવગતિ આરાધન તણો ॥ એ આઠમો અધિકાર. ॥ ધન૦ ॥ ૯ ॥

॥ ઢાળ સાતમી ॥

॥ રેવતગિરિહુઆં ॥ પ્રભુનાં ત્રિણ કલ્યાણ ॥ એ દેશી ॥

હવે અવસર જાણી કરી સંલેખણ સાર ॥ અણસણ આ-

દરિએ ॥ પચ્ચખી ચારે આહાર ॥ લલુતા સવિ મુંકી ॥ છાંડી મમતા અંગ ॥ એ આતમ ખેલે ॥ સમતા જ્ઞાન તરંગ ॥ ૧ ॥ ગતિચારે કીધાં ॥ આહાર અનંત નિશંક ॥ પણ તૃપ્તિ ન પામ્યો ॥ જીવ લાલચીઓ રંક ॥ દુલહો એ વળી વળી ॥ અણુસણુનો પરિણામ ॥ એહથી પામીજે ॥ ॥ શિવપદ સુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધનાશાલિભદ્ર ॥ ખંધો મેઘકુમાર ॥ અણુસણુ આરાધી ॥ પામ્યા ભવનો પાર ॥ શિવ મંદિર જાશે ॥ ॥ કરી એક અવતાર ॥ આરાધન કેરો ॥ એ નવમો અધિકાર ॥ ૩ ॥ દશમે અધિકારે મહામંત્ર નવકાર ॥ મનથી નવિ મુકો ॥ શિવ સુખ ફલ સહકાર ॥ એહ જપતાં જાયે ॥ દુર્ગતિ દોષવિકાર ॥ સુપરે સમરો ॥ ચૌદ પુરવનું સાર ॥ ૪ ॥ જનમાંતર જાતાં જો પામે નવકાર ॥ તો પાતીક ગાળી ॥ પામે સુરઅવતાર ॥ એ નવ પદ સરિખો ॥ મંત્ર ન કો સંસાર ॥ એહ ભવ ને પરભવે ॥ સુખ સંપતિ દાતાર ॥ ૫ ॥ જયું ભીલ ભીલડી ॥ રાજા રાણી થાય ॥ નવપદ મહિમાથી ॥ રાજ સિંહ મહારાય ॥ રાણી રતનવતી બેહુ ॥ પામ્યાંછે સુરભોગ ॥ એક ભવ પછી લેશે ॥ શિવ વધુ સંજોગ ॥ ૬ ॥ શ્રીમતીને એ વલી ॥ મંત્ર ફલ્યો તતકાલ ॥ ફણીધર ફીટીને પ્રગટ થઈ ફુલ માલ ॥ શિવકુમરે જોગી ॥ સોવન પુરીશો કીધ ॥ એમ એણે મંત્રે ॥ કાજ ઘણાનાં સિદ્ધ ॥ ૭ ॥ એ દશ અધિકારે ॥ વીર જીણેસર ભાખ્યો ॥ આરાધન કેરો વિધિ ॥ જેણે ચિત્તમાંહી રાખ્યો ॥

તેણે પાપ પખાળી ॥ ભવ ભય દુરે નાખ્યો ॥ જીન વિનય કરંતાં ॥ સુમતિ અમૃતરસ ચાખ્યો ॥૮॥

॥ ઢાળ આઠમી ॥

॥ નમો ભવિ ભાવશું ॥ એ દેશી ॥

શીધારથ રાય કુલ તિલો એ ॥ ત્રિસલા માત મલ્હારતો ॥ અવનિ તલ તમે અવતર્યા એ ॥ કરવા અમ ઉપકાર તો ॥જયો જીનવીરજીએ ॥૧॥ મેં અપરાધ કર્યા ઘણાએ કેહેતાં નલહુ પારતો ॥ તુમ ચરણે આવ્યા ભણી એ ॥ જો તારે તો તાર તો ॥ જયો૦॥૨॥ આશ કરીને આવીયો એ ॥ તુમ ચરણે મહારાજ તો ॥ આવ્યાને ઉવેખશો એ ॥ તો કેમ રેહેશે લાજતો ॥જયો૦ ॥૩॥ કરમ અલુજણ આકરાં એ ॥ જનમ મરણ જંજાલતો ॥ હું છું એહથી ઊભગો એ ॥ છોડવ દેવ દયાલ તો॥ જયો૦ ॥૪॥ આજ મનોરથ મુજ ફળ્યા એ ॥ નાઠાં દુઃખ દંદોલતો ॥ તુઠો જીન ચોવીશમો એ ॥ પ્રગટયો પુન્ય કલ્લોલ તો ॥જયો૦॥૫॥ભવે ભવે વિનય તુમારડો એ ॥ભાવ ભક્તિ તુમ પાયતો ॥ દેવ દયા કરી દીજીએ એ ॥ બોધ બીજ સુપસાય તો ॥જયો૦॥૬॥

॥ કલશ ॥

એહ તરણ તારણ સુગતિ કારણ ॥ દુઃખ નિવારણ જગ જયો ॥ શ્રીવીર જીનવર ચરણ થુણતાં ॥ અધિક મન ઉલ્લટ થયો ॥૧॥શ્રીવિજયદેવ સુરીંદ પટધર ॥ તિરથ જંગમ એણીજગે ॥

તપ ગચ્છપતિ શ્રીવિજય પ્રભસૂરિ ॥ સૂરિ તેજે ઝગમગે ॥ ૨ ॥ શ્રી હીરવિજય સૂરી શિષ્ય વાચક ॥ કીર્ત્તિવિજય સુરગુરૂ સમો તસ શિષ્ય વાચક વિનય વિજયે ॥ થુણ્યો જીન ચોવીશમો ॥ ૩ સઇસત્તર સંવત ઊગણત્રીશે ॥ રહી રાંદેર ચોમાસએ ॥ વિજય દશામી વિજય કારણ ॥ કીયો ગુણ અભ્યાસ એ ॥૪॥ નર ભવ આરાધન સિદ્ધિસાધન ॥ સુકૃત લીલવિલાસએ ॥ નિર્જરા હેતે તવન રચિયુ ॥ નામે પુન્ય પ્રકાશ એ ॥૫॥ ઈતિ

## ॥ अथ श्री बाहुजिननुं स्तवन ॥

સાહેબ બાહુ જીનેશ્વર વીનવું ॥ વીનતડી અવધાર હો ॥ સા૦॥ ભવ ભયથી હું ઉભગો ॥ હવે ભવ પાર ઉતાર હો ॥ સા૦ ॥ બા૦ ॥૧ ॥ સા૦॥ તુમ સરીખા મુજ શીર છતે ॥ કર્મ કરે કેમ જોર હો ॥ સા૦॥ ભુજંગ તણો ભય તિહાં નહીં ॥ જીહાં વન વીચરે મોર હો ॥ સા૦ ॥ બા૦ ॥ ૨ ॥ સા૦ ॥ જીહાં રવિ તેજે જલ હલે ॥ તીહાં કેમ રહે અંધકાર હો ॥ સા૦ ॥ કેસરી જીહાં ક્રીડા કરે ॥ તિહાં નહી ગજનો પ્રચાર હો ॥ સા૦ ॥ બા૦ ॥ ૩॥ સા૦॥ તેમ જો તુમે મુજ મન રમો ॥ તો નાસે દુરિત સંભાર હો ॥ સા૦ ॥ વચ્છવિજય સુસીમાપુરી ॥ રાય સુગ્રીવ મલ્હાર હો ॥ સા૦ ॥ બા૦ ॥ ૪ ॥ સા૦ હરણ લંછન એમ મેં સ્તવ્યો ॥ મોહની રાણીનો કંત હો ॥ સા૦ ॥ વિજયાનંદન મુજ દીયો ॥ જશ કહે સુખ અનંત હો ॥ સા૦ ॥ બા૦ ॥ ૫ ॥ ઈતિ બાહુજીનનું સ્તવન ॥

# ॥ अथ श्री सिद्धाचळजीनुं स्तवन ॥

## દેશીલાલનની.

સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા સિદ્ધગિરિ ધ્યાવો ॥ ઘેર બેઠાં પણ બહુ ફળ પાવો ભવિકા બહુ ફળ પાવો ॥ આંકણી ॥ નંદીસર જાત્રાયે જે ફળ હોવે ॥ તેથી બમણેરૂં ફળ પુંડરગિરિ હોવે ॥ ભ૦ ॥ પું૦ ॥ ૧ ॥ તિગણું રૂચકગિરિ ચોગણું ગજદંતા ॥ તેથી બમણેરૂં ફળ જંબુ મહુતા ॥ ભ૦ ॥ જં૦ ॥ ખટ ગણું ધાતકી ચૈત્ય જુહારે ॥ છત્રીસ ગણેરૂં ફળ પુખલ વિહારે ॥ ભ૦ ॥ પુ૦ ॥ ૨ ॥ તેથી તેરસ ગણું ફળ મેરૂ ચૈત્ય જુહારે ॥ સહસગણેરૂં ફળ સમેતસિખરે ॥ ભ૦ ॥ સં ॥ લાખ ગણેરૂં ફળ અંજન ગિરિ જુહારે ॥ દશ લાખ ગણેરૂં ફળ અષ્ટાપદ ગિરનારે ॥ ભ૦ ॥ અ૦ ॥ ૩ ॥ કોડ ગણેરૂં ફળ શ્રી સિદ્ધાચલ ભેટે ॥ જેમરે અનાદિના દુરિત ઉમેટે ॥ભ૦॥ દુ૦ ॥ ભાવ અનંતે અનંત ફળ પાવે ॥ શ્રી જ્ઞાન વિમળ સૂરિ એમ ગુણ ગાવે ॥ ભ૦ ॥ઈ૦ ॥ ૪ ॥ ઈતિ॥

# ॥ अथ श्री सिद्धाचलजीनुं स्तवन ॥

આંખડીએરે મેં આજ શેત્રુંજો દીઠોરે ॥ સવાલાખ ટકાનો દહાડોરે ॥ લાગે મુને મીઠોરે ॥ સફળ થયોરે મારા મનનો ઉમાહ્યો ॥ વાહાલા મારા ભવનો સંશય ભાગ્યોરે ॥ નરક તિર્યંચ ગતિ દૂર નિવારી ॥ ચરણે પ્રભુજીને લાગ્યોરે ॥ શેત્રુંજો દિઠોરે૦॥૧॥આંકણી ॥માનવભવનો લાહો લીજે ॥વા૦॥ દેહડી પાવન કીજેરે ॥ સોના રૂપાને ફુલડે વધાવી ॥પ્રેમે પ્ર-

દક્ષિણા દિજેરે ॥ શે૦ ॥ ૨ ॥ દુધડે પખાલીને કેસર ઘોળી ॥ વા૦ ॥ શ્રી આદીશ્વર પૂજ્યારે ॥ શ્રી સિદ્ધાચલ નયણે જોતાં ॥ પાપ મેવાસી ધ્રૂજ્યારે ॥ શે૦ ॥ ૩ ॥ શ્રીમુખ સુધરમા સુરપતી આગે ॥ વા૦ ॥ વીર જીણંદ એમ બોલેરે ॥ ત્રણભુવનમાં તીરથ મહોટું ॥ નહીં કોઈ શેત્રુંજા તોલેરે ॥ શે૦ ॥ ॥ ૪ ॥ ઇંદ્ર સરીખા એ તીરથની ॥ વા૦ ॥ ચાકરી ચીતમાં ચાહેરે ॥ કાયાની તો કાસર કાઢી ॥ સૂરજ કુંડમાં નાહ્યારે ॥ શે૦ ॥ ૫ ॥ કાંકરે કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે ॥ વા૦ ॥ સાધુ અનંતા સિદ્ધારે ॥ તે માટે એ તીરથ મહોટું ॥ ઉદ્ધાર અનંતા કીધારે ॥ શે૦ ॥ ૬ ॥ નાભીરાયા સુત નજરે જોતાં ॥ વા૦ ॥ મેહુ અમીરસ વૂઠારે ॥ ઉદય રત્ન કહે આજ મહારે પોતે ॥ શ્રી આદેસર તૂઠારે ॥ શે૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ अथ रिखवजिननुं स्तवन ॥

મહાવીદ ક્ષેત્ર સોહામણું ॥ એ દેશી ॥

જગ જીવન જગ વાલહો ॥ મરૂદેવીનો નંદ લાલરે ॥ મુખ દીઠે સુખ ઉપજે ॥ દરસણ અતિહી આણંદ લાલરે ॥ ૧ ॥ જ૦ ॥ આંખડી અંબુજ પાંખડી ॥ અષ્ટમી શશી સમ ભાલ લાલરે ॥ વદન તે શારદ ચંદલો ॥ વાણી અતિઅ રસાલ લાલરે ॥ ૨ ॥ જ૦ ॥ લક્ષણ અંગે વિરાજતાં ॥ અડહીય સહુસ ઉદાર લાલરે ॥ રેખાકર ચરણાદીકે ॥ અભ્યંતર નહીં પાર લાલરે ॥ ૩ ॥ જ૦ ॥

ઇંદ્રિ ચંદ્ર રવિ ગિરિ તણા ॥ ગુણ લેઈ ઘડીયું અંગ લાલરે ॥ ભાગ્ય કીંહાં થકી આવીયું ॥ અચરીજ એહ ઉતંગ લાલરે ॥ ૪ ॥ જ૦ ॥ ગુણ સઘળા અંગે કર્યા ॥ દુર કર્યા સવી દોખ લાલરે ॥ વાચક જશ વિજયે થુણ્યો ॥ દેજો સુખનો પોખ લાલરે ॥ ૫ ॥ જ૦ ॥ ઇતિ આદીજીનનું સ્તવન ॥

# ॥ अथ श्री वीराजन स्तवन ॥

॥ રાગ ધન્યાસી તેતરીયાની દેશી ॥

વંદો વીર જિનેશ્વર રાયા, ત્રિસલા દેવી જાયારે; હરી લંછનકંચન કાયા, અમર વધૂ હુલરાયારે. ॥ વં૦ ॥ ૧॥ બાલપણે સુરગીરી ડોલાયા, અહિ વેતાલ હરાયારે; ઇંદ્ર કહણુ વ્યાકરણ નીપાયા, પંડિત વિસ્મય પાયારે. વં૦ ॥૨॥ ત્રીસ વરસ ઘરવાસ રહાયા, સંજમસ્યું લય લાયારે; બાર વરસ તપ કર્મ ખપાયા, કેવલ નાણ ઉપાયારે. વં૦ ॥૩॥ ખાયક રિદ્ધિ અનંતી પાયા, અતિશય અધિક સુહાયારે; ચાર રૂપ કરી ધર્મ બતાયા, ચઉવિહ સુરગુણ ગાયારે. વં૦ ॥૪॥ તીન ભુવનમેં આંણ મનાયા, દિશ દોય છત્ર ધરાયારે; રૂપ કનક મણિ ગઢ વિરચાયા, નિગ્રંથ નામ ધરાયારે. વં૦ ॥૫॥ રયણ સિંહાસન બેસન ઠાયા, દુંદુહિ નાદ વજાયારે; દાનવ માનવ વાસ વસાયા, ભકતે શિશ નમાયારે. વં૦ ॥૬॥ પ્રભુ ગુણ ગણ ગંગાજલ નાહ્યા, પાવન તેહની કાયારે; પંડિત ક્ષમાવિજય સુપસાયા, શેવકજન સુખદાયારે. વં૦ ॥૭॥

# ॥ अथ श्री धर्मनाथ जिनस्तवन ॥

॥ હાંરે મારે જોબનીયાનો લટકો દહાડા ચારજો એ દેશી ॥

હાંરે મારે ધર્મ જીણંદ શું લાગી પૂરણ પ્રીતજો, જીવડ-લો લલચાણો જિનજીની ઓલગેરેલો; હાંરે મુને થાશે કોઈક સમે પ્રભુસુપ્રસન્નજો; વાતલડી મ્હારીરે સવી થાશે વગેરેલો ॥૧॥ હાંરે પ્રભુ દુરીજનનો ભંભેર્યો માહરો નાથજો, ઓળ-વસ્યે નહી કયારે કીધી ચાકરીરે લોલ; હાંરે મારા સ્વામી સરખો કુણ છે દુનિયા માંયજો, જઈએ રે જીમ તેહને ઘર આ સ્યા કરિરેલો ॥ ૨ ॥ હાંરે જસ સેવા સેતી સ્વારથની નહી સીદ્ધજો. ટાલીરે શી કરવી તેહથી ગોટડીરેલો, હાંરે કાંઈ જુઠું ખાય તે મીઠાઇને માટેજો, કાંઇરે પરમારથ વીણ નહી પ્રીતડી રેલો ॥૩॥ હાંરે અંતરજામી જીવન પ્રાણઆધારજો, વાયોરે નવી જાણ્યો કલિયુગ વાયરોરેલો; હાંરે લાયક નાયક ભગત વછલ ભગવંતજો, વારૂરે ગુણ કેરો સાહિબ સાયરૂરેલો ॥૪॥ હાંરે લાગી મુજને તાહરી માયા જોરજો, અલગારે રહ્યાથી હોય ઓસંગલોરેલો; હાંરે કુણ જાણે અંતરગતની વિણ મ-હારાજજો, હેજેરે હસી બોલો છાંડો આંબળોરે લો ॥ ૫ ॥ હાંરે તારે મુખને મટકે અટકયું માહરૂં મનજો, આંખડલી અણીયાળી કામણગારડીરેલો; હાંરે મારા નયણા લંપટ જોવે ખીણખીણ તુઝજો, રાતેરે પ્રભુ રૂપે ન રહે વારીયોરેલો ॥૬॥ હાંરે પ્રભુ અળગા તોપણ જાણજયો કરીને હજુરજો, તાહ-

રીરે બલીહારી હું જાઉ વારણે લો; હાંરે કવી રૂપ વિબુધનો મોહન કરે અરદાસજો, ગિરૂઆથી મન આણી ઉલટ અતી ઘણે લો ॥૭॥ ઈતિ ॥

## ॥ अथ श्री अनंतनाथजीनुंस्तवन ॥

ધાર તરવારની સોહિલી દોહિલી ॥ ચઉદમા જીનતણી ચરણ સેવા ॥ ધારપર નાચતાં દેખ બાજીગરા॥ સેવના ધારપર રહે ન દેવા ॥ધા૦॥૧॥ એક કહે સેવીએ વિવિધ કીરીયા કરી ॥ ફલ અનેકાંત લોચન ન દેખે ॥ ફલ અનેકાંત કીરીયા કરી બાપડા ॥ રડવડે ચાર ગતિ માંહી લેખે ॥ ધા૦ ॥ ૨॥ ગછના ભેદ બહુ નયણ નિહાળતા ॥ તત્વની વાત કરતાં ન લાજે ॥ ઊદર ભરણાદિ નિજ કાજ કરતાં થકાં ॥ મોહ નડીયા કલિકાલરાજે ॥ધા૦॥૩॥ વચન નિરપેક્ષ વ્યવહાર જુઠો કહ્યો ॥ વચન સાપેક્ષ વ્યવહાર સાચો ॥ વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ ॥ સાંભલી આદરી કાંઇ રાચો ॥ધા૦॥૪॥ દેવ ગુરૂ ધર્મની શુદ્ધી કહો કીમ રહે ॥ કીમ રહે શુધ સરધા ન આણો ॥ શુધ સરધાન વિણ સર્વ કિરીયા કરી છારપર લીંપણો સરસ જાણો ॥ધા૦॥૫॥ પાપ નહીં કોઇ ઉત્સુત્ર ભાષણ જિસો ॥ ધર્મ નહી કોઈ જગ સૂત્ર સરિખો ॥ સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે ॥ તેહનો શુદ્ધ ચારિત્ર પારખો ॥ધા૦॥૬॥ આહ ઉપદેશનું સાર સંક્ષેપથી ॥ જે

નરા ચિત્તમાં નિત્ત ધ્યાવે ॥ તે નરા દિવ્ય બહુ કાલ સુખ અનુભવી ॥ નિયત આનંદઘન રાજ પાવે ॥૫॥૦॥૭॥ઈતિ॥

---

# ॥ अथ सज्झाय समुदाय ॥

## ॥ अथ समय सुंदरजीकृत अरणीक मुनीनी सज्झाय लिख्यते ॥

અરણીક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે સીસોજી; પાય ઉભરાણા વેળુ પરજળે, તનુ સુકમાળ, મુનીશોજી ॥અ० ૧॥ મુખ કમલાંણોરે માલતી ફુલજ્યું, ઉભો ગોખને હેઠોજી, ખરે દુપહરેરે મુનિવર એકલો, મોહ્યો માનની દેઠોજી ॥અ०॥૨॥ વયણ રંગીલેરે નયણે વીંધીયો, રિખી થંભ્યો તિણ ઠાંમોજી; દાસીને કહે જા ઉતાવળી, એ ઋષિ તેડીને આણોજી॥અ०॥૩॥ પાવન કિજેરે રિષિ ઘર આંગણો, વોહોરોમોદિકસારોજી; નવ જોવન વયકાયા કાંઈ દહો, સફળ કરો અવતારોજી ॥અ०॥૪॥ ચંદ્ર વદનીએરે ચારીત્ર ચુકવ્યો, સુખવિલસે દિનરાતોજી; એક દિન રમતાંરે ગોખે સોગટે, તવ દીઠી નિજમાતોજી ॥અ०॥૫॥ અરણીક અરણીક કરતી માય ફીરે, ગલીય ગલીય મઝારોજી; કહે કુણે દીઠોરે માહરોઅરકલો, પુછે લોક હજારોજી ॥અ०॥૬॥ ઉતરી તીહાંથીરે જનની પાય નમે, મનમે લાજયો તે વારોજી;

धिग धिग विषयारे माहरे जीवने, में किधो अविचारोजी ॥अ० ॥७॥ अगन धीखंतीरे सीला उपरे, अरणिक अणुसण कीधोजी; समय सुंदर कहे धन ए मुनीवरू, मन वंछित फळ लीधोजी. ॥ अ०॥ ईति ॥

## ॥ अथ श्री राजवीजयजीकृत मेता-रजमुनीनी सझाय लिख्यते ॥

संयम गुणना आगळाजी, पंचमहाव्रत धार, मासख-मणने पारणेजी, राज ग्रही नगरी मोजार ॥१॥ मेतारज मुनि-वर धन धन तुम अवतार ॥टेक॥ सोनीने घरे आवीआजी, मे-तारज रूषिराय, जवला घडतो उठीओजी, वंदे मुनिना पाय ॥ मे०॥२॥ आज फळयो घर आंगणेजी, विण काळे सहकार, ल्यो भीक्षा छे सुझतीजी, मोदिक तणो ए आहार, ॥मे०॥३॥ क्रौंच जीव जवला चर्योजी वोहरीवल्या रूषिराय, सोनी मन संख्या थइजी, साधु तणां ए काम ॥मे०॥४॥ रीस करी रूषीने कहेजी, द्यो मुज जवला आज, वाधरसिरसे बांधियाजी, तडके राख्या मुनिराज ॥मे०॥५॥ फट फट फुटे हाडकांजी, त्रट त्रट त्रुटे चांम, सोनीडे परीख्यो कर्योजी साधु राख्यो मन ठांम मे०॥६॥एहवा पण मोटा जतीजी; मन न आणे रोष, आतम निंदे आपणो-जी, सोनीनो श्यो दोष ॥मे०॥७॥गज सुकमाळ संतापीयाजी, बांधी माटीनी पाळ, खेर अंगारा शीरे धर्याजी, मुगते गया ततकाळ ॥मे०॥८॥ वाधण शरीरे वलुरीउजी, साधु सुकोसल्ल

સાર, કેવલ લહી મુગતિ ગયાજી, એમ અરણીક અણગાર ॥મે૦ ॥૯॥ પાપી પાલકે પીલીઆજી, ખંધક સુરીના શિષ્ય, અંબડ ચેલા પાંચસેજી, નમો નમો તે મુનિ શિષ્ય ॥મે૦॥૧૦॥ એહવા પુરૂષ સંભારતાજી, મેતારજ રૂષિરાય, અંતગડ હુઆ કેવળીજી, વંદે મુનિના પાય ॥મે૦॥૧૧॥ ભારી કાષ્ટની સ્ત્રી તિહાંજી, લાવી નાંખી તિણિવાર, ધબકે પંખી જાગીઓજી, જવલા કાઢ્યા તિણે સાર ॥ મે૦॥ ૧૨॥ દેખી જવલા વીઠમાંજી, મનમાં લાજ્યો સોનાર, ઓઘો મુહપતિ સાધુનોજી, લેઈ થયો અણગાર ॥મે૦૧૩॥ આતમ તાર્યો આપણોજી, થીર કરી મનવચકાય, રાજવિજય રંગે ભણેજી, સાધુતણી એ સઝાય ॥મે૦॥૧૪॥ ઈતિ મેતારજ મુનિ સઝાય ॥

## अथ श्री समयसुंदरजि कृत धोबीमानी सझाय लिख्यते॥

ધોબીડા તું ધોજે મનનુ ધોતીયુંરે, રખે રાખતો મેલ લગારરે, એણેરે મેલે જગ મેલો કરેરે, વીણ ધોયું ન રાખે લગારરે, ધો૦॥૧॥ જીન શાસન સરોવર સોહામણુંરે, સમકીત તણી રૂડી પાળરે, દાનાદિક ચ્યાર બારણાંરે, માંહી નવ તત્વ કમળ વીશાળરે ॥ધો૦॥૨॥ તીહાં ઝીલે મુનીવર હંસલારે, પીએ છે તપ જપ નીરરે, સમદમ આદે જે સલારે, તીહાં પખાલે આપણો

ચીરરે ઘો૦ ॥૩॥ તપવજે તપતડકે કરીને, જાળવજે નવતત્વ વાડરે, છાંટા ઉડાડે પાપ અઢારનારે, એમ ઉજળું હોસે તતકાળરે ઘો૦ ॥૪॥ આલોયણ સાબુડો સુધો કરેરે, રખે આવે માયા સેવાલરે, નિશ્ચે પવિત્રપણું રાખજેરે, પછે આપણી નેમી સંભાળરે, ધો૦ ॥૫॥ રખે મુકતો મન મોકલુંરે, ચલ મેલીને, સંકેલરે સમયસુંદરની સીખડીરે, સીખડલી અમૃત વેલરે ॥ધો૦ ॥૬॥ ઈતિ ॥

# ॥ अथ श्री जीनहरखजी कृत ढंढण रुषिनी सझाय ॥

ઢંઢણ રીષિજીને વંદણા હું વારી; ઉતકૃષ્ટો અણગારરે ॥ હું વારીલાલ, અભિગ્રહ લીધો આકરો. હું૦ લબ્ધ લેશું આહારરે હું૦ ઢં૦ ॥૧॥ દિનપ્રતિ જાવે ગોચરી હું૦ નમિલે શુદ્ધ આહારરે હું૦ નલિએ મુલ અસુઝતો હું૦ પિંજર હુવો ગાતરે હું૦ ઢં૦ ॥ ૨॥ હરિ પુછે શ્રી નેંમનેં હું૦ મુનિવર સહસ અઢારરે હું૦ ઉતકૃષ્ટો કૂણ એહ મેં હું૦ મુઝને કહો કૃપાલરે હું૦ ઢં૦ ॥૩॥ ઢંઢણ અધિકો દાખીયો હું૦ શ્રીમુખ નેમજિણંદરે હું૦ કૃશ્ન ઉમાહ્યો વાંદવા હું૦ ધન જાદવકુલચંદરે હું૦ ઢં૦ ॥૪॥ ગલિયારે મુનિવર મિલ્યા હું૦ વાંદે કૃશ્ન નરેસરે હું૦ કિણહી મિથ્યાત્વી દેખને હું૦ આયો ભાવ વિશેષરે હું૦ ઢં૦ ॥૫॥ આવો મુજ ઘર સાધુજી હું૦ લ્યો મોદિક છે સુધરે હું૦ રૂષિજી લેઈ આવિયા હું૦ પ્રભુ-

જી પાસ વિસુદ્ધરે હું૦ ઢં૦ ॥૬॥ મુઝ લબ્ધ મોદિક મિલ્યા હું૦ મુઝને કહો કૃપાલરે હું૦ લબ્ધ નહીં વછ તાહરી હું૦ શ્રિપતિ લબ્ધ નિહાલરે હું૦ ઢં૦ ॥૭॥ તો મુજને લેવો નહી હું૦ ચાલ્યો પરઠણ કાજરે હું૦ ઈટનિવાહે જાયને ચુર્યા કર્મ સમાજરે હું૦ ઢં૦ ॥૮॥ આઇ સુધી ભાવના હું૦ પામ્યો કેવલજ્ઞાનરે હું૦ ઢં ઢણરિખ મુગતે ગયા હું૦ કહે જિન હર્ષ સુજાણરે હું૦ ઢં૦ ॥૯॥ ઈતિશ્રી ઢંઢણમુનિસઝાય ॥

# ॥ स्तुति समुदाय॥ अथ सिद्धचक्रस्तुति॥

અરિહંત નમો વલી સિદ્ધ નમો, આચારજ વાચક સાહુ નમો ॥ દર્શન જ્ઞાન ચારિત્ર નમો તપ, એ સિદ્ધચક્ર સદા પ્રણમો ॥૧॥ અરિહંત અનંત થયા થાશે, વળી ભાવ નિક્ષેપે ગુણ ગાશે ॥ પડિક્કમણાં દેવવંદન વિધિશુ, આંબિલ તપ ગણુણું ગણો વિધિ શું ॥૨॥ છરિ પાલી જે તપ કરશે, શ્રીપાલતણી પેરે ભવ તરસે ॥ સિદ્ધચક્રને કુણ આવે તોલે, એહવા જિન આગમ ગુણ બોલે ॥૩॥ સાઢાચારે વરસે તપ પૂરૂં, એ કર્મ વિદારણ તપ શૂરૂં ॥ સિદ્ધચક્ર મન મંદિર થા પો, નય વિમલેશર વર આપો ॥૪॥ ઈતિ ॥

# ॥ अथ पंचमीनी स्तुति ॥

શ્રાવણશુદિ દિનપંચમીએ, જનમ્યા નેમ જિણંદ તો શ્યામવરણ તનુ શોભતું એ, મુખ શારદકો ચંદ તો ॥ સહસ વરસ પ્રભુ આઉખુંએ, બ્રહ્મચારી ભગવંત તો ॥ અષ્ટકરમ

હેલેં હણિએ, પોહોતા મુક્તિ મહંત તો ॥૧॥ અષ્ટાપદ આદિ જિનએ, પહોતા મુક્તિ મોઝાર તો ॥ વાસુપુજય ચંપાપુરીએ, નેમ મુક્તિ ગિરનારતો ॥ પાવાપુરી નગરીમાં વલિએ, શ્રીવીરતણું નિર્વાણતો ॥ સમેત શિખર વીશ સિદ્ધ હુઆએ, શિરવહું તેહની આણતો ॥૨॥ નેમનાથ જ્ઞાની હુવાએ, ભાખે સાર વચન્ન તો ॥ જીવ દયા ગુણ વેલડીએ, કીજે તાસ જતન તો ॥ મૃષા ન બોલો માનવીએ, ચોરી ચિત્ત નિવારતો ॥ અનંત તીર્થંકર એમ કહેએ, પરહરિયે પરનારતો ॥૩॥ ગોમેદ નામે જક્ષ ભલોએ, દેવી શ્રીઅંબિકા નામતો ॥ શાસન સાનિધ્ય જે કરેએ, કરે વલિ ધર્મનાં કામ તો ॥ તપ ગચ્છ નાયક ગુણનિલોએ, શ્રી વિજય સેન સૂરિરાયતો ॥ રિખભ દાસ પાય સેવતાંએ, સફળ કરો અવતાર તો ॥૪॥ ઈતિશ્રી પંચમી સ્તુતિ સંપુર્ણ ॥

## ॥ अथ आदिजिनस्तुति ॥

આદિ જીનવર રાયા, જાસ સોવન્ન કાયા, મરૂદેવી માયા ધોરી લંછન પાયા, જગતસ્થિતિ નિપાયા શુદ્ધ ચારિત્ર પાયા, કેવલ સિરિરાયા, મોક્ષ નગરે સધાયા ॥ ૧ ॥ સવિજન સુખકારિ, મોહમિથ્યા નિવારી, દુરગતિ દુઃખ ભારી

શોક સંતાપ વારી ॥ શ્રેણીક્ષપક સુધારી કેવલાનંત ધારી નમીએ નરનારી, જેહ વિશ્વોપકારી ॥ ૨ ॥ સમવસરણ બેઠા, લાગે જે જીનજી મીઠા, કરે ગણપ પૈઠા, ઇંદ્રચંદ્રાદિ દીઠા, દ્વાદશાંગી વરિઠ્ઠા, ગુંથતાં ટાલે રિઠા, ભવિજન હોય હિઠા, દેખી પુણ્યે ગરિઠા ॥ ૩ ॥ સુર સમકિત વંતા, જેહ રિદ્ધે મહંતા જેહ સુજન સંતા, ટાલિયે મુઝચિંતા, જિનવર સેવંતા, વિઘ્નવારે દુરંતા, જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખદિંતા ॥૪॥

# ॥ अथ शाश्वतजिनस्तुति ॥

રૂષભચંદ્રાનન વંદન કીજે, વારિખેણ દુઃખ વારેજી ॥ વર્દ્ધમાન જિનવર વલી પ્રણમો, શાશ્વત નામ એ ચારેજી ॥ ભરતાદિક ખેત્રે મલી હોવે, ચાર નામ ચિત્ત ધારેજી ॥ તેણે ચારે એ શાશ્વત જિનવર, નમીએ નિત્ય સવારેજી ॥ ઉર્દ્ધ્વ અધો ત્રીછેલોકે થઈ, કોડી પન્નરસે જાણોજી ॥ ઉપર કોડી બેંતાલીસ પ્રણમો, અડવન્ન લખ મન આણોજી ॥ છત્રીશ સહસ એંશી તે ઉપર, બિંબતણો પરિમાણોજી ॥ અસંખ્યાત વ્યંતર જ્યોતિષીમાં, પ્રણમું તે સુવિહાણોજી ॥ ૨ ॥ રાયપસેણી જીવાભિગમેં, ભગવતી સુત્રેં ભાખીજી ॥ જંબુદ્વીપ પન્નત્તી ઠાણાંગેં, વિવરીને ઘણું દાખીજી ॥ વલી અશાશ્વતી જ્ઞાતા કલ્પમાં, વ્યવહાર પ્રમુખેં આખીજી ॥ તે જીન પ્રતિમા લોપે પાપી, જિહાં બહુ સુત્રછે સાખીજી ॥ ૩ ॥ એ જિન પૂજાથી આરાધક, ઈશાન ઇંદ્ર કહાયાજી, ॥ જેમ સુરીયાભ પ્રમુખ બહુ સુરવર, દેવી તણા સમુદાયાજી ॥ નંદીસર અઠ્ઠાઈ મહોત્સવ, કરે અતિ હર્ષ ભરાયાજી ॥ જિન ઉત્તમ કલ્યાણક દિવસેં, પદ્મવિજય નમે પાયાજી ॥ ૪ ॥

# समकितना ६७ बोल.

| | |
|---|---|
| ૪ સદ્દહણા | ૫ ભૂષણ |
| ૩ લિંગ | ૫ લક્ષણ |
| ૧૦ વિનય | ૬ જતના |
| ૩ શુદ્ધિ | ૬ આગાર |
| ૫ દૂષણ | ૬ ભાવના |
| ૮ પ્રભાવક | ૬ સ્થાન |

## चारसद्दहणा.

૧ જીવાદિક નવ તત્વનો અભ્યાસ કરવો, વિચાર કરવો.
૨ સાધુ મુનીરાજની શેવા કરવી.
૩ પાસથ્થા, કુશીલીઆ, વેશવીડંબક એવા સમકીતથી ભ્રષ્ટનો સંગ કરવો નહીં.
૪ અન્યદર્શની, મિથ્યા દ્રષ્ટીનો સંગ ન કરવો.

## त्रण लिंग.

૧ સિધ્ધાંત એટલે વીતરાગની વાણી સાંભળવાની અતિ અભિલાષા.
૨ ચારિત્ર ધર્મ એટલે વ્રત પચ્ચખાણ કરવાની અતિ અભિલાષા
૩ દેવ ગુરૂ પ્રમુખ ઊત્તમ પુરૂષોની વેયા વૃત્ય કરવામાં સાવધાન.

## दश विनय.

૧ અરિહંત દેવનો
૨ સિધ્ધ ભગવાનનો
૩ જીન પ્રતિમાનો
૪ શ્રૂત ધર્મનો

૫ ચારિત્ર ધર્મનો
૬ સર્વ સાધુનો
૭ આચાર્યનો
૮ ઉપાધ્યાયનો
૯ ચતુર્વીધ સંઘનો
૧૦ સમ્યક દર્શનનો

વિનય એટલે શેવા, ભકિત, બહુમાન, અતરંગ પ્રેમ, ગુણગ્રામ કરવા તથા અવગુણ છોડવા, આશાતના ટાળવી તેમાં દેવની ૮૪ અને ગુરૂ સંબંધી ૩૩ આશાતના ટાળવી.

## त्रण शुद्धि.

૧ મનશુદ્ધિ એટલે વીતરાગનો ભાખ્યો ધર્મ સારછે બીજું કંઈ સંસારમાં સાર નથી એવો ઉપભાવ તે
૨ વચન શુદ્ધિ એટલે જીનધર્મ આરાધતાં કલ્યાણ નહીં હોય તો બીજાથી કેમ હોય. કલ્યાણ તો વીતરાગના ધર્મથકીજ છે બીજાથી કલ્યાણ નથી એમ કહેવું તે.
૩ કાય શુદ્ધિ એટલે કોઈ છેદો, ભેદો અનેક પ્રકારની પીડા ઊપજાવો, પણ વીતરાગ વીના બીજાની આગળ મસ્તક ન નમાવવુ તે.

## पांच दूषण.

૧ શંકા એટલે વીતરાગના વચનમાં શંસય કરવો
૨ કાંક્ષા એટલે જીનમત વીના બીજા મતની વાંછા કરવી.
૩ વિચિકિત્સા એટલે ધર્મના ફળ વિષે સંદેહ કરવો.
૪ પ્રશંસા એટલે કુલિંગી, દર્ભલિંગી પાખંડી લોકોની પ્રશંસા કરવી.
૫ સંસ્તવ એટલે ઉપર બતાવેલા પાખંડી લોકનો પરિચય કરવો. એ પાંચ દૂષણ વર્જવાં.

# आठ प्रभावक.

૧ જીનમત પરમતના શાસ્ત્રનો જાણ.
૨ ધર્મ ઉપદેશનો દેનાર,
૩ ન્યાયથી વાદ કરનાર,
૪ નિમિત્તનો જાણ.
૫ ક્ષમાવંત નિર્લોભી, તપસ્વી.
૬ વિદ્યા મંત્રનો જાણ હોય
૭ સિદ્ધ સંપન્ન ( આકાશ પ્રદેશની વિદ્યાએ સહીત. )
૮ કવિ.

ઉપર કહેલા આઠ જીનમત દીપાવનાર કહીએ. એવા થવાનો ઉદ્યમ કરવો જેથી જીનધર્મ દીપાવવામાં આવે અથવા એવા પુરૂષોની તેમના સમકીતવંત ગુણ જોઇને શેવા કરવી.

# पांच भूषण.

૧ જિન માર્ગને વિષે કુશળ હોય.
૨ જિન શાસનની પ્રભાવના એટલે દીપાવવું અથવા વૃદ્ધિ થાય તેમ કરવું.
૩ ગીતાર્થ મુનિરાજ અને તીર્થની શેવા કરવી.
૪ જૈન ધર્મને વિષે દ્રઢતા રાખવી.
૫ દેવ, ગુરૂ તથા સિદ્ધાંતનો વિનય વૈયાવચ્ચ કરવો.

# पांच लक्षण.

૧ ઉપસમ એટલે ક્રોધ, માન, માયાને લોભ એ ચાર કષાયનું ટાળવું તે.

૨ સંવેગ એટલે મોક્ષના સુખની અભિલાષા રાખવી.
૩ નિર્વેદ એટલે સંસારના દુઃખ થકી ઉદાસ રહેવું.
૪ અનુકંપા એટલે જીવને દુઃખ થકી નિવારણ કરવાની ઈ-
ચ્છા અર્થાત સર્વ જીવને વિષે દયા ભાવ રાખવો.
૫ આસ્તિકય એટલે શ્રીવીતરાગે ભાખ્યું તે સત્યછે જુઠ કાંઈ પણ નથી એવી દ્રઢ આસ્થા રાખવી.

## छ जतना.

૧ પરતીર્થિકાદિવંદન એટલે અન્યતીર્થિ અન્યતીર્થિના દેવ તથા અન્યતીર્થીની ગ્રહણ કરેલી પ્રતિમાને વંદન કરવું નહીં એટલે તેમની આગળ બે હાથ જોડવા નહી.
૨ નમસ્કરણં એટલે તેમને નમસ્કાર કરવો નહી એટલે તેમની આગળ માંથું નમાવવું નહીં.
૩ આલાપનં એટલે તેમની સાથે પ્રથમ બોલવું નહીં.
૪ સંલાપનં એટલે તેમની સાથે વારંવાર બોલવું નહીં.
૫ અશનાદિદાનં એટલે ખાવાપીવાનું ધર્મ બુદ્ધિએ આપવું નહીં.
૬ ગંધપુષ્પાદિ પ્રેષણં એટલે તેમને ગંધપુષ્પાદિ મોકલવા નહીં.

## छ आगार.

૧ રાજા ભિયોગ, એટલે રાજાના કહેવાથી કરવું.
૨ ગણાભિયોગ. એટલે ઘણા લોકોના કહેવાથી કરવું.
૩ બળાભિયોગ એટલે બળવાનના કહેવાથી કરવું.

૪ સુરાભિયોગ એટલે દેવતાદિકની હઠથી કરવું.

૫ કાંતારવૃત્તી એટલે આજીવીકાને વાસ્તે કરવું

૬ ગુરૂનિગ્રહ એટલે માતાપીતા કળાચાર્ય પ્રમુખના કહેવાથી કરવું.

આ છ આગાર પોતાની મરજી ન છતાં લાચારીથી તેમના કહેવાથી શેવવા.

## ૭ ભાવના.

૧ સમકિત કેવું છે ચારિત્ર ધર્મરૂપી ઝાડનું મુળ છે.

૨ વળી સમકિત કેવું છે તો ચારિત્ર ધર્મરૂપી નગરમાં પેસવાનું બારણું છે.

૩ આ સમકિત ચારિત્ર ધર્મરૂપી મેહેલનો મુળ પાયોછે.

૪ વળી સમકિત જ્ઞાન ચારિત્રાદિ ગુણરૂપ રત્નનો નિધિછે.

૫ વળી સમકિત કેવું છે તો ચારિત્ર રૂપી જીવીતપણાનો આધાર છે.

૬ વળી સમકિત શ્રુતચારિત્ર રૂપી રસનું પાત્ર છે.

## છ સ્થાન.

૧ જીવ છેજ.

૨ જીવ નિત્ય છે.

૩ જીવ કર્મનો કર્તા છે.

૪ જીવ કર્મનો ભોગવનાર છે.

૫ જીવને મોક્ષ છે.

૬ જીવને મોક્ષનો ઉપાય છે એટલે કર્મ રહિત થવાનો ઉ-
પાય છે.

શો ઉપાય છે? સમ્યગ્, જ્ઞાન, દર્શન અને ચારિત્ર ઇતિ સમકિતના ૬૭ બોલ સંક્ષેપે સંપૂર્ણ.

# भवाभिनंदी जीवोनां लक्षण.

પાંચ ઇંદ્રિયોનાં વિષય સુખ પરમારથે કરી દુઃખકારી છે તોપણ તેને વિષે જેજીવો સુખની બુદ્ધિએ કરીને આનંદ માને છે તેને ભવાભિનંદી કહીએ. તેમનાં લક્ષણ નીચે મુજબ.

૧ અહારને અર્થે એટલે જો હું સામાયક પોસો તથા દેશાવકાસાદિક ધર્મકરણી કરીશ તો જમવાનું મળશે એવી વિચારણાથી ધર્મ કરણી કરવી તે.

૨ પૂજાવાને અર્થે ધર્મ કરે એટલે જો હુ ધર્મ કરણી કરીશ તો લોકમાં પૂજનીક થઇશ એવો અભિપ્રાય રાખવો તે.

૩ ઉપધી એટલે વસ્ત્ર પાત્રાદિકને અર્થે ધર્મ કરણી કરવી તે.

૪ રિદ્ધિ ગારવ એટલે શ્રાવક પોતાના કરવાને અર્થે એટલે જો ધર્મ કરણી કરીશ તો આ શ્રાવક મારા થશે અને એમનાથી મારૂં ગુજરાન થશે એવી બુદ્ધિએ કરીને ધર્મ કરણી કરવી તે.

૫ ક્ષુદ્ર એટલે અગંભીર હોય એટલે પારકાં છીદ્ર ખોળતો ફરે અને લોકોના કિંચિત્ અવગુણ દેખી લોકોની આગળ વિશેષ પણે કહેતો ફરે અને પોતાના અવગુણ ઢાં-

કે અને પોતાના ગુણનો ઉત્કર્ષ કરે એટલે હરેક રીતે પોતાનો ગુણ પ્રગટ થાય એમ લોકોની આગળ બોલવું તે.

૬ લોભને વિષે એટલે પુદ્‌ગળ ભાવને વિષે એટલે ધન ધાન્ય વસ્ત્ર પાત્ર જશ કીર્તિ મેળવવાને વિષે તત્પર એટલે લીન એટલે આસક્ત રહેવું તે.

૭ દીન એટલે પુદ્‌ગળ ભાવના વિયોગે કરીને રાંક એટલે આગામી કાળની ચિંતા કરે કે હાય હાય હું શું ખાઈશ અને હવે હું કેમ કરીશ, હવે મારા કુટુંબનો નિર્વાહ કેમ ચાલશે એવી ચિંતા કરે પણ આત્મ સ્વરૂપનો કાંઈ પણ વિચાર કરે નહીં તે.

૮ મત્સરી એટલે પારકા ગુણને ન સહે તે

૯ ભયવાન એટલે પુદ્‌ગલાદિક વસ્તુના વિયોગનો ભય કરવો તે.

૧૦ શઠ એટલે કપટી.

૧૧ અજ્ઞાની એટલે સર્વ વસ્તુનો અજાણ.

ઉપર લખેલાં અગીયાર લક્ષણો હરેક જણે વર્જવાં અને ધર્મ કરણી કરતાં તો વિશેષપણે વર્જવાં.

## मिथ्यात्वना बोल.

૧ પ્રરૂપણા મિથ્યાત્વઃ— શ્રી જીનેશ્વર મહારાજે ભાષિત જે અર્થ તે થકી અવળી પ્રરૂપણા કરવી તે.

૨ પ્રવર્તન મિથ્યાત્વ— લૌકિક તથા લોકોત્તર મિથ્યાત્વની કરણી કરવી તે.

૩ પરિણામ મિથ્યાત્વ—મનમાં એટલે પરિણામમાં જુઠો

હઠવાદ રાખવો અને કેવળી મહારાજે પ્રરૂપ્યા એવા નવતત્વના અર્થ યથાર્થ સદ્દહવા નહીં તે.

૪ પ્રદેશ મિથ્યાત્વ—સત્તાગતમાં રહેલી મોહની કર્મની સાત પ્રકૃતિ તે.

# मार्गानुसारीना ३५ बोल.

૧ ન્યાય સંપન્ન વિભવ: ન્યાયથી ધન મેળવવું એટલે સ્વામિ દ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસીને ઠગવુ, ચોરી કરવી, થાપણ ઓળવવી વીગેરે નિંદવા યોગ્ય કામ ત્યાગ કરીને ધન ઉપાર્જન કરવું

૨ શિષ્ટાચાર પ્રશંસા=ઉત્તમ પુરૂષોનાં આચરણનાં વખાણ કરવા.

૩ સરખા કુળાચાર વાળા પણ અન્ય ગોત્રી સાથે વિવાહ કરવો

૪ પાપના કામથી ડરવું.

૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્તવું.

૬ કોઇનો અવર્ણ વાદ બોલવો નહીં.

૭ જે ઘરમાં પેસવા નિકળવાના અનેક રસ્તા નથી તથા જે ઘર અતિ ગુપ્ત અને અતિ પ્રગટ ન હોય અને પાડોશી સારા હોય તેવા ઘરમાં રહેવું.

૮ સારા આચરણવાળા પુરૂષોની સોબત કરવી.

૯ માતા તથા પિતાની પૂજા કરવી એટલે તેમનો સર્વ રીતે વિનય સાચવવો અને તેમને પ્રસન્ન રાખવાં.

૧૦ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરવો એટલે લડાઇ, દુકાળ વગેરે અડચણવાળાં ઠેકાણાં છોડવાં.

૧૧ નિંદિત કામમાં ન પ્રવર્તવું એટલે નિંદવા યોગ્ય કામ ન કરવાં.

૧૨ આવક પ્રમાણે ખરચ રાખવું

૧૩ ધનને અનુસરતો વેષ રાખવો એટલે પેદાશ પ્રમાણે પોશાકી રાખવી.

૧૪ આઠ પ્રકારના બુદ્ધિના ગુણને સેવવા તે આઠ ગુણનાં નામ. ૧ શાસ્ત્ર સાંભળવાની ઈચ્છા, ૨ શાસ્ત્ર સાંભળવું, ૩ તેનો અર્થ સમજવો, ૪ તે યાદ રાખવો, ૫ ઉહ=તેમાં તર્ક કરવો તે સામાન્ય જ્ઞાન, ૬ અપોહ એટલે વિશેષ જ્ઞાન, ૭ ઉહા પોહથી સંદેહ ન રાખવો, ૮ તત્વ જ્ઞાન એટલે આ વસ્તુ આમજ છે એવો નિશ્ચય કરવો.

૧૫ નિત્ય ધર્મને સાંભળવો જેથી બુદ્ધિ નિર્મળ થાય.

૧૬ પહેલાં જમેલું ભોજન પચી જાય ત્યારે પછી નવું ભોજન કરવું.

૧૭ જ્યારે ખરી ભુખ લાગે ત્યારે ખાવું, પણ એકવાર ખાધા પછી તરતજ મીઠાઈ વીગેરે આવેલું જોઈ લાલચથી તે ઉપર ખાવું નહીં કારણ કે અપચો થાય.

૧૮ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને સાધવા.

૧૯ અતિથિ તથા ગરીબને અન્નપાનાદિ આપવું.

૨૦ નિરંતર અભિનિવેષ રહીત રહેવું એટલે કોઇને પરાભવ કરવાના પરિણામે કરી અનીતિથી કામનો આરંભ કરવો નહીં તે.

૨૧ ગુણી પુરૂષોનો પક્ષપાત કરવો એટલે તેમનું બહુ માન કરવું.

૨૨ નિષિદ્ધ દેશકાળનો ત્યાગ કરવો એટલે રાજા તથા લોકોએ નિષેધ કરેલા દેશકાળમાં જવું નહીં.

૨૩ પોતાની શક્તિને અનુસરીને કામનો આરંભ કરવો.

૨૪ પોષણ કરવા યોગ્ય એવાં માતાપિતા સ્ત્રી પુત્રાદિકનું ભરણ પોષણ કરવું.

૨૫ વૃત્તને વિષે રહેલા તથા જ્ઞાને કરી મોટા એવા પુરૂષોને પૂજવા એટલે તેમનો સારી રીતે વિનય સાચવવો—

૨૬ દીર્ઘદર્શી એટલે જે કામ કરે તેમાં લાંબી દ્રષ્ટી ફેરવી તેનાં શુભાશુભ ફળનો તપાસ કરી ચાલવું.

૨૭ વિશેષજ્ઞ એટલે દરેક વસ્તુનો તફાવત સમજી પોતાના આત્માના ગુણદોષનો તપાસ કરવો.

૨૮ કૃતજ્ઞ ( કર્યા કામનો જાણ ) એટલે કરેલા ઉપકારને તથા અપકારને સમજવો.

૨૯ લોકપ્રીય એટલે વિનયાદિ ગુણેકરી લોકપ્રીય થવું.

૩૦ લજ્જાળુ ( લાજવાળો ) એટલે લાજમર્યાદામાં રહેવુ—

૩૧ દયાળુ એટલે દયાભાવ રાખવો.

૩૨ સુંદર આકૃતિવાન એટલે ક્રુર આકૃતિનો ત્યાગ કરી શરીરનો સુંદર આકાર રાખવો—

૩૩ પરોપકારી એટલે પરને ઉપકારી થવું—

૩૪ અંતરંગારિજિત એટલે કામ ક્રોધ લોભ માન મદ તથા હર્ષ એ ૭ અંતર વેરીને જીતવા—

૩૫ વશીકૃતેંદ્રિયગ્રામ એટલે ઇંદ્રીયોના સમુહને વશ કરવા એટલે સર્વે ઇંદ્રિયોને વશ કરવાનો અભ્યાસ કરવો.

બાળજીવોને મોંઢે કરવા સુગમ પડે માટે ઉપરના મા-

ર્ગાનુસારીના પાંત્રીસ બોલ સંક્ષેપથી લખ્યાછે. વિશેષ વિવરણ ગ્રંથાંતરોમાંથી જોઈ લેવું—

# अथ छत्रीशि शिखामण.

## પંડિત શ્રી વીરવિજયજી કૃત.

સાંભળરે તું સજની મોરી—એ દેશી.

સાંભળજો સજજન નરનારી, હેત શીખામણ સારીજી;
રીસ કરે દેતાં શિખામણ, ભાગ્ય દશા પરવારી.
સુણજો સજજનોરે ૧
લોક વિરૂદ્ધ નિવાર ॥સુ.॥, જગત વડો વ્યવહાર ॥સુ॥ એ આંકણી.
મુરખ બાલક જાચક વ્યસની, કારૂને વળી નારૂજી;
જો સંસાર સદા સુખ વંછો, ચોરની સંગતી વારો. સુ૦ ૨
વેશ્યા સાથે વણજ ન કરીએ, નીચસ્યું નેહ ન કરિએજી;
ખંપણ આવે ધરશ્વન જાવે, જીવિતને પરિહરિએ. સુ૦ ૩
કામ વિના પર ઘર નવિ જઈએ, આળે ગાળ ન દીજેજી;
બળીઆ સાથે બાથ ન ભરિએ, કુટુંબ કલહ નવ કીજે. સુ૦ ૪
દુષ્મનસ્યું પરનારી સાથે, તજીએ વાત એકાંતેજી;
માતા બહેન સ્યું મારગ જાતાં વાત ન કરીએ રાતે. સુ૦ ૫
રાજા રમણી ઘરનો સોની, વિશ્વાસે નવિ રહીએજી;
માત પિતા ગુરૂ વિણ બીજાને, ગુજયનિવાત ન કહિએ. સુ૦ ૬
અણજાણ્યા સ્યું ગામ ન જઈએ, ઝાડ તળે નવિ વસીએજી;
હાથી ઘોડા ગાડી જાતાં, દુર્જનથી દુર ખસિએ. સુ૦ ૭
રમત કરતાં રીસ ન કરીએ, ભય મારગ નવિ જઇએજી;

બેજણ વાત કરે જિહાં છાંની, તિહાં ઉભા નવિ રહિએ. સુ૦ ૮
હુંકારા વિણ વાત ન કરીએ ઇચ્છા વિણ નવિ જમિએજી;
ધન વિદ્યાનો મદ પરિહરિએ, નમતા સાથે નમિએ. સુ૦ ૯
મુરખ જોગી રાજા પંડિત, હાંસિ કરી નવિ હસિએજી;
હાથી વાઘ સરપ નર વઢતાં, દેખીને દુર ખસિએ. સુ૦ ૧૦
કુવા કાંઠે હાંસિ ન કરિએ, કેફ કરી નવિ ભમિએજી;
વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવિ રમીએ. સુ૦ ૧૧
ભણતાં ગણતાં આળસ તજીએ, લખતાં વાત ન કરિએજી;
પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરિએ. સુ૦ ૧૨
નામું માંડે આળસ છંડી, દેવાદાર ન થઇએજી
કષ્ટ ભયાદિક થાંનક વરજી, દેશાવર જઈ રહિએ. સુ૦ ૧૩
ધનવંતો ને વેશ મલિનતા. પગસ્યું પગ ઘસિ ધોવેજી;
નાપિત ઘર જઈ શિર મુંડાવે, પાણિમાં મુખ જોવે. સુ૦ ૧૪
નાવણ દાતણ સુંદર ન કરે, બેઠા તરણાં તોડેજી;
ભુએ ચીત્રાંમણ નાગો સુએ, તેહને લક્ષ્મી છોડે. સુ૦ ૧૫
માતા ચરણે શિશ નમાવી, બાપને કરીએ સલામોજી;
દેવ ગુરૂને વિધીએ વાંદી, કરે સંસારનું કામ. સુ૦ ૧૬
બે હાથે માથું નવિ ખણિએ, કાન નવિ ખોતરીએજી;
ઉભા કેડ હાથ ન દિજે, સામે પુરે નવિ તરીએ. સુ૦ ૧૭
તેલ તમાકુ દુરે તજીએ, અણગલ જલ નવિ પીજેજી;
કુળવંતિ સતિને શિખામણ, હવે નર ભેગી દીજે. સુ૦ ૧૮
સસરો સાસુ જેઠ જેઠાણી, નણદી વિનય મમુકોજી;
શ્યાણ પણે શેરી સંચરતાં ચતુરા ચાલિ મચુકે. સુ૦ ૧૯
નીચ સાહેલી સંગ ન કીજે, પર મંદિર નવિ ભમીએજી;

રાત્રિ પડે ઘર બાર ન જઇએ, સહુને જમાડી જમીએ. સુ૦ ૨૦
ધોબણ માલણ ને કુંભારણ, યોગણ સંગ ન કરીએજી;
સેહજે કોઈક આલ ચઢાવે, એવડું શેને કરીએ. સુ૦ ૨૧
નિજ ભરતાર ગયો દેશાવર, તવ શણગાર ન ધરિએજી;
જમવા નાતિ વચ્ચે નવિ જઇએ, દુર જન દેખી ડરિએ. સુ૦ ૨૨
પર શેરી ગરબો ગાવાને, મેળે ખેલે ન જઇએજી;
નાવણ ધોવણ નદી કીનારે, જાતાં નિરલજ થઇએ. સુ૦ ૨૩
ઉપડતે પગે ચાલી ચાલી જે, હુન્નર સહુ શીખીજેજી;
સ્નાન સુવસ્ત્ર રસોઇ કરીને, દાંન સુપાત્રે દીજે. સુ૦ ૨૪
શોક તણાં લઘુ બાલક દેખી. મ ધરો ખેદ હિયામેજી;
તેહની સુખ શીતળ આશીસેં, પુત્ર તણાં ફલ પામે. સુ૦ ૨૫
બાર વરસ બાલક સુરપડિમા, એ બે સરિખાં કહીએજી;
ભકિત કરયે સુખ લીલા પામે, ખેદ કરે દુઃખ લહિએ. સુ૦ ૨૬
નરનારી બેહુને શિખામણ, મુખ લવરી નવિ હસિએજી;
નાતિ સગાનાં ઘર છંડીને, એકલડાં નવિ વસિએ. સુ૦ ૨૭
વમન કરીને ચિતા ઝાલે, નબળે આસન બેસીજી;
વિદિશે દક્ષણ દિશ અંધારે, બોટયુ પશુએ પેશી. સુ૦ ૨૮
અણજાણ્યે રૂતુ વંતિ પાત્રે, પેટ અજીરણ વેળાજી;
આકાસે ભોજન નવિ કરિએ, બે જણ બેશી ભેળા. સુ૦ ૨૯
અતિશે ઉનું ખારૂ ખાટું, શાક ઘણું નવિ ખાવુંજી;
મૌન પણે ઉઠી ગણે વરજી, જમવા વેળા નહાવું. સુ૦ ૩૦
ધાન વખાણી વખોડી ન ખાવું, તડકે બેશી ન જમવુંજી;
માંદા પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવુંજી સુ૦ ૩૧
કંદ મુલ અભક્ષ ને બોળો, વાસી વીદલ તે વરજોજી;

જુઠ તજો પર નિંદા હિંસા, જો વળી નરભવ સરજો. સુ૦ ૩૨
વ્રત પચ્ચખ્ખાણ ધરી ગુરૂ હાથે, તીરથ યાત્રા કરીએજી;
પુન્ય ઉદય જો મોટો પ્રગટે, તો સંઘવી પદ ધરિયે. સુ૦ ૩૩
માંરગમાં મન મોકળુ રાખી, બહુ વીધ સંઘ જમાડોજી;
સુર લોકે સુખ સઘળાં પાંમે, પણ નહીં એવો દહાડો. સુ૦ ૩૪
તીરથ તારણ શીવ સુખકારણ, સિદ્ધાચલ ગિરનારજી;
પ્રભુ ભકિત ગુણ શ્રેણે ભવજલ, તરીએ એક અવતારે. સુ૦ ૩૫
લોકીક લોકોતર હિત શિક્ષા, છત્રીસીએ બોલીજી;
પંડિત શ્રી શુભવીર વિજય મુખ, વાણી મોહન વેલી. સુ૦ ૩૬

## सझाय.

સજ્જા ભલીરે સંતોષની, કીજીએ ધર્મ રસાલરે; એ ટેક
મુગતી મંદીર માંહી પોઢીયા, સુતાં સુખ અપારરે. સ૦ ૧
સંજમ તલઇ ભલી પાથરી, વિનય ઓશીસાં સારરે;
સમતાએ ગાલ મસુરીયાં, વેજણીઓ વ્રત ધારીરે. સ૦ ૨
ઉપશમ ખાટ પછેવડી, સોલડીએ વેરાગરે;
ધર્મ શીખ ભલી ઓઢણી. ઓડે ત ધર્મને જાણેરે. સ૦ ૩
એ સજ્જાએ કોણ પોઢશે, પોઢશે શીયળવંતી નારીરે;
કવીયણ મુખ ઇમ ઉચરે, પોઢશે પુરૂષ વ્રત ધારીરે; સ૦ ૪
ધર્મ કરો તુમે પ્રાણીયા, આતમ ને હિતકારીરે;
વિનય વિજય ઉવઝાયનો, લ્યો કેવળ સુખકારીરે. સજ્જા૦ ૫

## ॥ श्री रत्नाकर पच्चीशी ॥

શ્રેય: શ્રિયાં મંગકેલિ સદ્મ, નરેંદ્ર દેવેંદ્ર નતાંઘ્રીપદ્મ;
સર્વજ્ઞ સર્વાતિશય પ્રધાન, ચિરંજય જ્ઞાનકલા નિધાન ॥૧॥
જગત્રયાધાર કૃપાવતાર, દુર્વાર સંસાર વિકારવૈદ્ય;
શ્રીવીતરાગ ત્વયિ મુગ્ધ ભાવા, દ્વિજ્ઞપ્રભો વિજ્ઞપયામિ કિંચિત

કિંબાલલીલા કલિતો ન બાલ: પિત્રો:પુરો જલ્પતિ નિર્વિકલ્પ:
તથા યથાર્થં કથયામિ નાથ, નિજાશયં સાનુશયસ્તવાગ્રે ॥૩॥
દત્તં નદાનં પરિશીલિતંચ, ન શાલિશીલં ન તપોભિતપ્તં;
શુભો ન ભાવોપ્ય ભવદ્‌ભવેસ્મિન, વિભોમયા ભ્રાતમહો મુધૈવ ૪
દગ્ધોગ્નિના ક્રોધમયેન દષ્ટો, દુષ્ટેન લોભાખ્યમહોરગેણ;
ગ્રસ્તોભિમાના જગરેણ માયા, જાલેન બદ્ધોસ્મિકથં ભજેત્વાં॥૫॥
કૃતંમયા મુત્રહિતં નચેહ, લોકેપિ લોકેશ સુખં નમે ભૂત;
અસ્મા દૃશાં કેવલ મેવ જન્મ, જિનેશ જજ્ઞે ભવ પૂરણાય ॥૬॥
મન્યે મનોયન્ન મનોજ્ઞ વૃત્તં, ત્વદાસ્ય પીયૂષ મયુખલાભાત;
દ્રુતં મહાનંદ રસં કઠોર, મસ્મા દૃશાં દેવ તદશ્મતોપિ ॥૭॥
ત્વત્ત: સુદુ:પ્રાપ્ય મિદં મયાપ્તં, રત્નત્રયં ભૂરિ ભવ ભ્રમેણ;
પ્રમાદ નિદ્રા વશતો ગતં તત્કસ્યાગ્રતો નાયક પૂત્કરોમિ ॥૮॥
વૈરાગ્ય રંગો પરવંચનાય, ધર્મોપદેશો જનરંજનાય;
વાદાય વિદ્યાધ્યયનંચમે ભૂત્ કિયદ્‌બ્રુવે હાસ્યકરં સ્વમીશ ॥૯॥
પરાપવાદેન મુખં સદોષં, નેત્રં પરસ્ત્રી જન વીક્ષણેન;
ચેત: પરાપાય વિચિંતનેન, કૃતં ભવિષ્યામિ કથં વિભોહં ॥૧૦॥
વિડંબિતં યત્સ્મર ઘસ્મરાર્તિ, દશા વશાત્સ્વં વિષયાંધલેન;
પ્રકાશિતં તદ્‌ભવતો હ્રિયૈવ, સર્વજ્ઞ સર્વં સ્વયમેવ વેત્સિ ॥૧૧॥
ધ્વસ્તોન્ય મંત્રૈ: પરમેષ્ઠિ મંત્ર: કુશાસ્ત્ર વાક્યૈર્નિહતાગમોક્તિ:;
કર્તું વૃથા કર્મ કુદેવ સંગા, દવાંછિહિ નાથ મતિ ભ્રમો મે ॥૧૨॥
વિમુચ્ય દ્દગ્લક્ષ્ય ગતં ભવંતં, ધ્યાતા મયા મૂઢ ધિયા હૃદંતં;
કટાક્ષ વક્ષોજગભીર નાભી, કટી તટીયા: સુદૃશાં વિલાસા: ॥૧૩॥
લોલેક્ષણા વક્ત્ર નિરીક્ષણેન, યો માનસે રાગલવો વિલગ્ન:;
ન શુદ્ધ સિદ્ધાંત પયોધિ મધ્યે, ધૌતો પ્યગાત્તારક કારણંકિં ॥૧૪॥
અંગં ન ચંગં ન ગણો ગુણાનાં, ન નિર્મલ: કોપિ કલા વિલાસ;

સ્ફુરત્પ્રભા ન પ્રભુતા ચ કાપિ, તથાપ્યહંકારકદર્થિતો હં ॥૧૫॥
આયુર્ગલત્યાશુ ન પાપબુદ્ધિર્ગતં વયો નો વિષયાભિલાષઃ
યત્નશ્ચ ભૈષજ્ય વિધૌ ન ધર્મે, સ્વામિન્મહામોહ વિડંબનામે॥૧૬॥
નાત્મા ન પુણ્યં ન ભવો ન પાપં, મયા વિટાનાં કટુગીરપીયં;
અધારિ કર્ણે ત્વયિ કેવલાર્કે, પરિસ્ફુટે સત્યપિ દેવ ધિગ્માં ॥૧૭॥
ન દેવપૂજા ન ચ પાત્રપૂજા, ન શ્રાદ્ધ ધર્મશ્ચ ન સાધુધર્મ;
લબ્ધ્વાપિ માનુષ્યમિદં સમસ્તં, કૃતં મયારણ્ય વિલાપ તુલ્યં॥૧૮॥
ચક્રે મયા સત્સ્વપિ કામધેનુ કલ્પદ્રુચિંતામણિષુ સ્પૃહાર્તિઃ;
ન જૈનધર્મે સ્ફુટશર્મદે પિ, જિનેશ મે પશ્ય વિમૂઢભાવં ॥૧૯॥
સદ્ભોગલીલા ન ચ રોગકીલા, ધનાગમો નો નિધનાગમ શ્ચ;
દારા ન કારા નરકસ્ય ચિત્તે, વ્યચિંતિ નિત્યં મયકાધમેન ॥૨૦॥
સ્થિતં ન સાધોર્હૃદિ સાધુવૃત્તા ત્પરોપકારાન્ન યશોર્જિતં ચ;
કૃતં ન તીર્થોદ્ધરણાદિ કૃત્યં મયા મુધા હારિતમેવ જન્મ ॥૨૧॥
વૈરાગ્યરંગો ન ગુરુદિતેષુ, ન દુર્જનાનાં વચનેષુ શાંતિઃ;
નાધ્યાત્મલેશો મમ કોપિ દેવ, તાર્યઃ કથં કારમયં ભવાબ્ધિઃ॥૨૨॥
પૂર્વે ભવે કારિ મયા ન પુણ્ય, માગામિજન્મન્યપિ નો કરિષ્યે;
યદીદૃશોહં મમ તેન નષ્ટા, ભૂતો ભવદ્ભાવિ ભવત્રયીશઃ ॥૨૩॥
કિં વા મુધાહં બહુધા સુધા ભુક્, પૂજ્ય ત્વદગ્રે ચરિતં સ્વકીયં;॥
જલ્પામિ યસ્માત્ ત્રિજગત્સ્વરૂપ, નિરૂપકસ્ત્વં કિયદેતદત્ર ॥૨૪
દીનોદ્ધારધુરંધર સ્ત્વદપરો નાસ્તે મદન્યત્કૃપા,
પાત્રં નાત્ર જને જિનેશ્વર તથાપ્યેતાં ન યાચે શ્રીયં;
કિં ત્વર્હ ન્નિદમેવ કેવલ મહો સદ્બોધિ રત્નં શિવં,
શ્રીરત્નાકરમંગલૈકનિલયઃ શ્રેયસ્કરં પ્રાર્થયે ॥૨૫॥

ઇતિ રત્નાકર પચાસી સમાસઃ

# ॥अथ श्रीआनंदघनजी महाराजकृतपद॥

॥ પદ ૧ રાગ વેલાઉલ ॥

જીય જાને મેરી સફલ ઘરીરી ॥જીય૦॥ એ આંકણી ॥ સુત વનિતા ધન યૌવન માતો, ગરભતણી વેદન વીસરીરી ॥જીય૦॥૧॥ સુપનકો રાજ સાચ કરી માચત, રાચત છાહ ગગન બદરીરી, આઈ અચાનક કાળ પોચેંગો, ગ્રહેગો જયું નાહર બકરીરી ॥જીય૦॥૨॥ અતીહી અચેત કછુ ચેતત નાહીં, પકરી ટેક હારિલ લકરીરી ॥ આનંદઘન હીરો જન છારી, નર મોહ્યો માયા કકરીરી ॥જીય૦॥૩॥ઈતી ॥

॥ પદ ૨॥ રાગ વેલાઉલ ॥

સુહાગણ જાગી અનુભવ પ્રીત ॥સુહા૦॥એ આંકણી ॥ નિંદ અજ્ઞાન અનાદિકી, મીટ ગઇ નિજરીત ॥સુ૦॥ ॥ ઘટ મંદિર દીપક કીયો, સહજસુ જયોતિસરૂપ ॥ આપ પરાઈ આપહી, ઠાનત વસ્તુ અનૂપ ॥સુ૦॥૨॥ કહા દિખાવું ઔરકૂં કહા સમજાઊ ભોર ॥ તીર અચૂક હૈ પ્રેમકા, લાગે સો રહે ઠોર ॥સુ૦॥૩॥ નાદ બિલુદ્ધો પ્રાણકૂં, ગિને ન તૃણ મૃગલોય ॥ આનંદઘન પ્રભુ પ્રેમકી, અકથ કહાની કોય ॥સુ૦॥૪॥

॥ સાખી ॥ જગ આશા જંજીરકી, ગતિ ઉલટી કુલ મોર ॥ જકર્યો ધાવત જગતમેં, રહે છૂટો એક ઠોર ॥ ૧ ॥

॥ પદ ૩॥ રાગ આસાઉરી ॥

અબધૂ કયા સોવે તન મઠમેં, જાગ વિલોક ન ઘટમેં ॥ અબધૂ ૦॥ એ આંકણી ॥ તન મઠકી પરતીત ન કીજે, ઢહિપરે એક પલમેં ॥ હલચલ મેટ ખબર લે ઘટકી, ચિન્હે રમતાજ-

